મહાભારતનાં પાત્રો–૧૧

# શ્રી કૃષ્ણ

લેખક
નાનાભા[illegible]





શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર
ભાવનગર

૭ આના

નવેમ્બર '૩૫

પ્રકાશક:
ગોપાળરાવ મલ્લન વિદ્વાંસ
શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર
ભાવનગર

મુદ્રક:
પારી. ઘીખાભાઈ ગોપાળજી
શ્રીસરસ્વતી ::: છાપખાનું
ભાવનગર

::૧૯૫::

પહેલી વાર સપ્ટેમ્બર ૧૯૩૨ ::: ૪૨૦૦ નકલ
બીજી વાર નવેમ્બર ૧૯૩૫ ::: ૧૧૫૦ નકલ



# અનુક્રમ

अब्रवीच्च विशुद्धात्मा सर्वं विश्रावयन् जगत् ।
नोक्तपूर्वं मया मिथ्या स्वैरेष्वपि कदाचन ॥
न च युद्धात् परावृत्तः तथा संजीवतामयम् ॥

यथा मे दयितो धर्मः ब्राह्मणाश्च विशेषतः ।
अभिमन्योः सुतो जातो मृतो जीवत्वयं तथा ॥

यथाहं नाभिजानामि विजयेऽपि कदाचन ।
विरोधं तेन सत्येन तथा जीवत्वयं शिशुः ॥

यथा कंसश्च केशी च धर्मेण निहतौ मया ।
तेन सत्येन बालोऽपि पुनः संजीवतामयम् ॥

महाभारत, आश्वमेधिक पर्व
अध्याय ६९ : १७-२२

# પાંડવોના સલાહકાર

પાંડવો દ્રૌપદીને પરણ્યા ત્યારપછી કાકા ધૃતરાષ્ટ્રે તેમને હસ્તિનાપુરમાં પાછા બોલાવ્યા અને રાજ્યનો અર્ધ ભાગ કાઢી આપ્યો. પાંડવોએ ઇંદ્રપ્રસ્થમાં પોતાની ગાદી સ્થાપી.

પાંડવો વીરપુત્રો હતા; હિમાલયનાં અરણ્યોમાં તેમનો જન્મ થયો હતો; તપોવનોની આબોહવામાંથી તેમને જીવનના આદિસંસ્કારો મળ્યા હતા; કુંતી જેવી ક્ષત્રિયાણીનું ધાવણ ધાવીને તેઓ મોટા થયા હતા; કૃપાચાર્ય અને દ્રોણાચાર્ય જેવા સમર્થ ગુરુઓએ તેમને વિદ્યા આપી હતી.

છતાં આજ સુધી તેઓ રાજપાટ વિનાના રખડ્યા હતા. દુર્યોધન અને તેની ઈર્ષા પાંડવોની પાછળ પડ્યાં હતાં; હસ્તિનાપુરની ગાદીને શોભાવે એવા પાંડવો છૂપે વેશે જ્યાં ત્યાં ભટકતા હતા, અને જેમતેમ જીવન ગુજારતા હતા. પોતાના ક્ષાત્રતેજને તખ્ત પરથી ઝળકાવવાનો તેમને અવકાશ જ મળ્યો ન હતો.

યુધિષ્ઠિર સફાળા ઊભા થયા અને અર્ઘ્ય લઈ સામા ગયા. મહારાજે નારદમુનિનું પૂજન કર્યું, તેમનાં ચરણમાં માથું નમાવ્યું અને પછી તેમને એક મોટા આસન પર બેસારી પોતે હાથ જોડીને સામા ઊભા.

"પાંડુપુત્ર યુધિષ્ઠિર! કુશળ છો કે?" નારદજીએ પૂછ્યું.

યુધિષ્ઠિરે જવાબ વાળ્યો: "મુનિમહારાજ! આપની કૃપા હોય ત્યાં બધું કુશળ જ હોય. મારાં અહોભાગ્ય કે આજે આપ પધાર્યા. મને શી આજ્ઞા છે?"

"રાજન!" નારદ બોલ્યા. "આજ્ઞા તો કશી જ નથી. અથવા તો તારા જેવા રાજાને આજ્ઞા ન કરવી તો કરવી પણ કોને?"

યુધિષ્ઠિરે જણાવ્યું: "મહારાજ! ફરમાવો. આપની આજ્ઞા તો મારા જેવાઓને માટે જીવનનો એક લહાવો છે."

"રાજન!" નારદ બોલ્યા. "આજે આખા ભારતવર્ષમાં કોઈ પણ એક વાત આખા સમાજને પીડી રહી હોય તો તે રાજમહારાજાઓનો મદ છે. તારો જ કાકાનો દુર્યોધન જો. તારા ભીમને ઝેર ખવરાવતાં એનું હૈયું ન થડક્યું; તમને જીવતા બાળી દેવાનો વિચાર કરતાં એને શરમ ન આવી. એ તો એમ જ માને છે કે ધૃતરાષ્ટ્રનું લોહી એ જ લોહી છે, અને પાંડુનું લોહી એ તો પાણી પીળું પાણી છે. આજે તને રાજ્યનો અર્ધ ભાગ આપ્યો તેથી મહાઈ ન જતો. હજી તો હસ્તિ-

નાપુરમાં બેઠાં બેઠાં, ઠેઠ ઇંદ્રપ્રસ્થના તારા પોતાના ઓરડામાં ગાબડું પાડે એવી સુરંગો એ ખોદતો ખોદાવતો હશે. છતાંય દુર્યોધન તો સારો. એનામાં ઈર્ષા છે; મદ ઓછો છે. એનાથી ઘણા વધારે મદમસ્ત રાજાઓ પડ્યા છે અને પૃથ્વીને પીડી રહ્યા છે.”

યુધિષ્ઠિરે નમ્રભાવે પૂછ્યું: “મહારાજ! આ બાબતમાં કાંઇ કરી શકું?”

નારદજીએ તરત જવાબ વાળ્યો: “જરૂર. તું આ તમામ રાજાઓના મદને ઉતારી શકે. તું ધર્મપુત્ર છે. આખા દેશના ઋષિમુનિઓ તમારી પાસેથી ધર્મરાજ્યની સ્થાપનાની આશા રાખી રહ્યા છે. આ બધા મદમસ્ત રાજાઓ સત્તાના કેફમાં આંધળા બન્યા છે અને પ્રજાને પીડવામાં બાકી રાખતા નથી. લોકો પાસેથી મોટા મોટા કરો લઈને ફાવે તેમ ઉડાવે છે; નાના નાના રાજાઓને પોતાની સેનાના બળથી ડરાવે છે અને તેમની ઇચ્છા હોય કે ન હોય, પણ તેમના સ્વામી થઈને બેસે છે. આ તમામ રાજાઓને તું તારું પાણી બતાવ. એક રાજસૂય યજ્ઞ કરીને તું સાર્વભૌમ થા અને ધર્મરાજ્ય કેવું હોઈ શકે તેનો આદર્શ ભારતવર્ષમાં ફરીથી ઊભો કર. યુધિષ્ઠિર! પાંડુ મહારાજ સ્વર્ગમાં રહ્યા રહ્યા તારા આ કાર્યમાં તને આશીર્વાદ આપશે.”

યુધિષ્ઠિર બોલ્યા: “આપ તો મહાત્મા છો. હજી હું કાલ સવારે ગાદીએ આવ્યો એટલામાં રાજસૂય યજ્ઞ

કરવાનો મારો અધિકાર થઈ ગયો હોય એમ મને લાગતું નથી. મહારાજ ! હું તો આપની પાસે એ જ માગું છું કે આ તખ્ત મને આંધળો ન બનાવે; આ તખ્ત પર બેઠા છતાં હું ઉડાઉ ન બની જાઉં; આ તખ્ત પર બેઠા છતાં હું મારી પ્રજાનો તિરસ્કાર કરતાં ન શીખું; આ તખ્ત પર બેઠા છતાં મારી સ્તુતિ મને ખૂંચે; આ તખ્ત પર બેઠા છતાં હું નિંદા સાંભળી શકું અને તેમાંથી સાર કાઢી શકું; આ તખ્ત પર બેઠા છતાં હું કોઈના પર જુલમ ન કરું; આ તખ્ત પર બેઠા છતાં ગરીબોની ધા સાંભળવા માટે મારા હૈયાના દરવાજા સદાય ખુલ્લા રહે; આ તખ્ત પર બેઠા છતાં મારો ખજાનો પ્રજાના હિતને માટે સદાય ખુલ્લો રહે; આ તખ્ત પર બેઠા છતાં પ્રજાને સુખે સુખી અને દુઃખે દુઃખી હું રહું; અને આ તખ્ત પર બેઠા છતાં હું મારી જાતને પ્રજાનો એક વાસી-રક્ષક જ માનું. આટલું આપના આશીર્વાદથી હું કરી શકું તો મેં રાજસૂય યજ્ઞ કર્યો છે એમ જ હું માનું."

નારદજી વિચાર કરતા કરતા બોલવા લાગ્યા: "યુધિષ્ઠિર ! તારી વાત તો બરાબર છે. તું આવી રીતે રાજ્ય કરે તો જ તેં ધર્મરાજ્યની સ્થાપના કરી કહેવાય. પણ તું એટલું જ કરીને બેસી રહે તે બરાબર નથી. આટલું તો તું કરે છે અને કર્યા કર. પણ તારી આસપાસ બધા મદોન્મત્ત રાજાઓ મહાલતા હશે તો તારું ધર્મરાજ્ય પણ જોખમમાં છે એમ સમજજે. માટે તું રાજ-

સૂય યજ્ઞ કરીને સાર્વભૌમપદ મેળવ. તું ધર્મરાજ્યનાં સુંદર સ્વપ્નો સેવે છે એ જ આવા યજ્ઞ માટેનો તારો અધિકાર બતાવે છે. તારી શક્તિ ફક્ત ઇંદ્રપ્રસ્થના ચાર ખૂણામાં જ સંતાઈ રહે એ બરાબર નથી. તારા જેવા અધિકારી પુરુષોએ તો બીજા અનેક રાજાઓને પોતાની સાથે લઈને આખા યુગને પલટાવી નાખવો જોઈએ. બોલ, કેમ લાગે છે ?"

યુધિષ્ઠિર બોલ્યા: "આપનો આગ્રહ છે તો હું નિરાંતે વિચાર કરીશ, મારા ભાઈઓની સલાહ લઈશ અને અમારા કુશળ સલાહકાર શ્રીકૃષ્ણને પૂછીને જે યોગ્ય જણાશે તે જરૂર કરીશ."

નારદજીએ ઊઠતાં ઊઠતાં સંકેત્યું: "એ તને મરજી પડે તેમ કર. હું તો તને રાજસૂય યજ્ઞનો અધિકારી સમજું છું. અમને ઋષિમુનિઓને ઘણા વખતથી એવાં ચિહ્નો દેખાયાં છે કે તમારે હાથે જ આ બધા મદોન્મત્ત રાજાઓ ધૂળ ચાટતા થવાના છે. હું તો વિશ્વના કલ્યાણ ખાતર તારી પાસે આ વાત મૂકું છું. આપણા યુગની નાડીને બરાબર ઓળખનારા શ્રીકૃષ્ણ પણ મારા મતને જ ટેકો આપશે એવી મારી ખાતરી છે. તારા જેવા પાંડુના એક દીકરાને ગાદી મળી કે ન મળી તેની અમારે મન બહુ કિંમત નથી. અમારે મન તો મદોન્મત્ત રાજાઓના ભારથી પીડાયેલી પૃથ્વીને તું બચાવ, અને જ્યાં આજે લોકજીવન વેરાન થયું છે ત્યાં લીલીછમ વાડીઓ

ઊભી કરી નાખ, એ જ તારી અને ઇંદ્રપ્રસ્થની ગાદીની કિંમત છે. બાકી તો કરોડો રાજાઓ થઈ ગયા અને કરોડોનાં કલેવરો પૃથ્વીમાતાએ પોતાના ગર્ભમાં સમાવી દીધાં; કાળના દફ્તર પર તેમનાં નામનિશાન પણ નથી. રાજન્ ! હવે હું રજા લઈશ."

"મહારાજ !" યુધિષ્ઠિરે કહ્યું. "આટલી જ વારમાં ? થોડી વિશ્રાંતિ પણ નહિ લ્યો ?"

નારદે હસતાં હસતાં કહ્યું: "મને જ નહિ પણ આખા દેશને વિશ્રાંતિ આપવાનો તારો અધિકાર છે માટે તો આવ્યો, અને તને કહ્યું. વિશ્રાંતિ તો આ તંબૂર આપે છે. છતાંયે જરૂર પડયે માનવીઓની નિર્દોષ મશ્કરી કરીને હસી લઉં છું એટલે થાક ઊતરી જાય છે."

એટલું બોલી નારદજી ચાલતા થયા.

* * *

"મહારાજ શ્રીકૃષ્ણ !" યુધિષ્ઠિર બોલ્યા. "આપની સંમતિ વિના એક ડગલું પણ ન ભરવું એવો મારો અને મારા ભાઈઓનો નિરધાર છે. નારદજીનો આગ્રહ મેં આપને જણાવ્યો. મારા ભાઈઓ, મારી પ્રજા અને આ દ્રૌપદી સુદ્ધાંત મને આગ્રહ કરી રહ્યાં છે."

"દ્રૌપદી પણ સંમત છે ?" શ્રીકૃષ્ણે પૂછયું.

સહદેવ બોલ્યા: "દ્રૌપદી તો અવભૃથસ્નાન* માટે એકપગે થઈ રહ્યાં છે."

---

*યજ્ઞને અંતે યજમાન રાજારાણીએ અને ઋત્વિજ જળથી કરવાનું સ્નાન.

યુધિષ્ઠિરે ચલાવ્યું: "આ બધાં મને આગ્રહ કરી રહ્યાં છે તે વાત સાચી. પણ શ્રીકૃષ્ણ! ત્રાજવાના એક પલ્લામાં આ બધાના આગ્રહને મૂકું અને બીજા પલ્લામાં આપનો એક સામાન્ય જેવો શબ્દ મૂકું તો પણ મારે મન આપનો શબ્દ વધારે વજનદાર છે. દ્રુપદના દરબારમાં અમને કોઈ જાણતું ન હતું ત્યારે આપે અમને અપનાવ્યા, અને ભલભલા રાજાઓની આંખો અંજાઈ જાય એવું મોસાળું કર્યું. હજી તો કાલ સવારની વાત છે. ખાંડવવનમાં નાગલોકોનો સમૂળગો સંહાર કર્યો ત્યારે અર્જુનની પાછળ આપનું જ બળ હતું ના? શ્રીકૃષ્ણ! સાચું કહું છું, આપ માત્ર અમારા મામાના દીકરા જ નથી; આપે તો અમારા જીવનમાં ખસેડી ન શકાય તેવું સ્થાન લઈ લીધું છે. હું અને મારા ભાઈઓ હજીયે વધારે ઊંચા ચડવાના હઈશું તો તે આપને લઈને જ ચડીશું. માટે શ્રીકૃષ્ણ! આ રાજસૂયની બાબતમાં હું તો આપની સ્પષ્ટ સલાહ પ્રમાણે જ ચાલવાનો છું."

શ્રીકૃષ્ણ બોલ્યા: "તમારી સૌની ઇચ્છા હોય, નારદનો આગ્રહ હોય અને મહારાજ યુધિષ્ઠિરને પોતાને ખાસ વાંધો ન હોય તો રાજસૂય યજ્ઞ કરવો."

યુધિષ્ઠિર આગળ આવ્યા ને બોલ્યા: "મહારાજ! એમ નહિ. અમારી ઇચ્છા હોય તો તે મનમાં ને મનમાં રહી શકે છે; નારદજીનો આગ્રહ હોય તો તેને એક બાજુ મૂકી શકાય છે. આજના સંયોગોમાં રાજસૂય યજ્ઞ કરવો

સલાહકારક હોય તો હા કહો. હા ના નો નિર્ણય આપના પર જ અવલંબે છે એમ સમજો."

શ્રીકૃષ્ણે શાંતિથી જણાવ્યું: "ત્યારે મને તો તમારા આ યજ્ઞમાં મોટી અડચણ દેખાય છે."

ભીમ ઉતાવળો થયો: "શી અડચણ?"

શ્રીકૃષ્ણ બોલ્યા: "તમે જરાસંધને ઓળખો છો?"

ભીમે તોછડાઈથી પૂછયું: "કોણ, પેલો ગિરિવ્રજનો જરાસંધ?"

સહદેવ બોલ્યો: "પાંચાલીના સ્વયંવરમાં ગોઠણભર પડ્યો હતો તે?"

શ્રીકૃષ્ણે કહ્યું: "હા, એ જ. પણ ભીમસેન! તમે અને સહદેવ હસી કાઢો એવો એ નથી. છે તો એ આજે એંશી વર્ષનો ડોસો, પણ મારા તમારા જેવાની ખબર લે તેવો છે, તે ધ્યાનમાં રાખજો."

યુધિષ્ઠિર ચિંતાતુર ચહેરે બોલ્યા: "આ જરાસંધ વિષે આપ શું કહેવા માગો છો?"

"એ જરાસંધ છે ત્યાં સુધી તમારો રાજસૂય યજ્ઞ શાંતિથી થઈ શકશે નહિ." શ્રીકૃષ્ણ બોલ્યા.

"એવો હરામી છે જરાસંધ?" નકુળ બોલ્યો.

"હરામી તો છે જ. પણ બળવાન પણ એવો જ છે." શ્રીકૃષ્ણે કહ્યું. "મને પોતાને એના ઘા હજી રૂઝાયા નથી. અમને યાદવોને મથુરા છોડાવનાર એ જરાસંધ. આજે તો, એ આજુના રાજાઓમાં જરાસંધ સાર્વભૌમપદ

ભોગવે છે. તમે રાજસૂય યજ્ઞ કરો એટલે એના અચળ મુગટમાં ખીલી વાગે. એ જીવે છે ત્યાં સુધી તમારાથી રાજસૂય યજ્ઞ નહિ થઈ શકે.”

અર્જુન બોલ્યો: “આપણા રાજાઓએ એનું સાર્વભૌમપણું સ્વીકાર્યું છે?”

શ્રીકૃષ્ણ બોલ્યા: “સખા અર્જુન! તું કેમ ભૂલે છે? સાર્વભૌમપદ એમ બધા સ્વીકારે પછી જ માણસ ધારણ કરે છે? સાર્વભૌમ થનાર એ બધાનાં અંતર ઉઘાડીને જોવા બેસે છે? એ તો મારે તેની તલવાર—એક ઘા ને બે કટકા. રાજાઓ મનમાં ભલે બબડ્યા જ કરે. એવા બબડતા રાજાઓની ગરદન પર ઝુકાવવું એ જ સાર્વભૌમપદ. પછી કોઈ રાજા જરા ગરદનને લાંબીટૂંકી કે આડીઅવળી કરે તો હડિયા પર જરા નખ દબાવ્યો કે બસ.”

“તો તો ભારે જુલમ કહેવાય.” યુધિષ્ઠિર બોલ્યા.

“એ તો ચોખ્ખું છે.” શ્રીકૃષ્ણે કહ્યું. “આવું સાર્વભૌમપદ જુલમ પર જ ચણાયું હોય છે. પણ એ ચણતર ઉપર લોકકલ્યાણ, વિશ્વબંધુત્વ, પ્રજાનું સુખ, એવા એવા કેટલાયે ઢોળ ચડાવવામાં આવે છે એટલે એ નગ્ન જુલમ દેખાતો નથી અને બધું ઊજળું ઊજળું જ દેખાય છે. બાકી જુલમ ન હોય તો એ છયાસી છયાસી રાજાઓને કેદમાં પૂરે અને કોઈ ચૂં કે ચાં ન કરે?”

“છયાસી રજાઓને કેદમાં પૂર્યા છે?” અર્જુને પૂછ્યું.

"હા. જરાસંધ તો એક પુરુષમેધ યજ્ઞ કરવાનો વિચાર કરે છે. આ યજ્ઞની આહુતિઓ તરીકે તે રાજાઓને હોમવાનો છે. છયાસી રાજાઓ તો ભેગા થયા છે; બીજા ચૌદ કેદ કરે એટલે એ યજ્ઞ શરૂ કરશે." શ્રીકૃષ્ણે જણાવ્યું.

"મહારાજ! શું બોલો છો?" અર્જુન બોલી ઊઠ્યો.

શ્રીકૃષ્ણે શાંતિથી કહ્યું: "હું સાચું કહું છું."

અર્જુને જણાવ્યું: "આ યુગમાં પુરુષમેધ યજ્ઞ! માનવી આટલી આટલી સંસ્કૃતિએ ચઢ્યો તોયે ખુદ માનવીને હોમતાં અચકાતો નથી!"

શ્રીકૃષ્ણ હસીને બોલ્યા: "ભાઈ અર્જુન! તેં હજી દુનિયાને બરાબર દીઠી નથી. માણસ હજી આજેય પશુ નથી મટ્યો. તેમાંય આવા સાર્વભૌમ રાજાઓ તો મોટા પશુ. પશુબળ પર જ તેમનું સાર્વભૌમપદ નિર્ભર છે. તેમની આલેશાન રાજધાનીઓ, ધરતીને ધ્રુજાવે એવી તેમની સેનાઓ, ભલભલા માણસો અંજાઈ જાય એવા તેમના ઠાઠમાઠો, નિરપરાધ પણ દેખીને કંપાઈ જાય એવાં દમામભર્યાં ન્યાયાસનો, હૈયામાં પેસીને વાતનો પત્તો લાવે એવા તેમના ગુપ્તચરો: આ બધા તેમના પશુબળના પાયા. જેવા તેવા રાજાઓ તો આ દમામને જોઈને જ જરાસંધના પગમાં આળોટતા લાગે છે."

"અને છતાંયે," અર્જુન વચ્ચે બોલી ઊઠ્યો. "કોઈ ક્ષત્રિયબચ્ચાને ઝનૂન નથી ચઢતું?"

શ્રીકૃષ્ણ બોલ્યા: "ઝનૂન ચડે કોઈ માઈના પૂતને. તમે સૌ માઈના પૂત છો. તમે ધારો તો ભારતવર્ષને આવા જરાસંધોના ત્રાસથી છોડાવી શકો તેવા બળવાન છો. આજે આપણી માતૃભૂમિ આવા આવા રાજાઓના જુલમથી ત્રાહિ ત્રાહિ પોકારી રહી છે. અર્જુન ! તું ધારે તો આ જરાસંધને મારી શકે. જરાસંઘ જીવે છે ત્યાં સુધી યુધિષ્ઠિરના ભાર નથી કે રાજસૂય યજ્ઞ કરી શકે."

ભીમ તરત જ બોલી ઊઠ્યો: "તો અર્જુન ! ચાલ, આપણે તેને પૂરો કરી આવીએ. હિડંબ અને બક જેવાને વધેરી નાખ્યા તો જરાસંધ શી વિસાતમાં ?"

અર્જુન બોલ્યો: "ભીમ ! એમ ન સમજી લે. જે જરાસંધે યાદવોને મથુરા છોડાવ્યું, જે જરાસંધને કાલયવન, શિશુપાળ તથા રૂકમી જેવાનો તો સાથ છે, જે જરાસંધે આટલા બધા રાજાઓને જકડી લીધા છે અને તેમના મોઢામાં ડૂચા માર્યા છે, તે જરાસંધને તું જેવો તેવો ન સમજ."

"અર્જુન બરાબર કહે છે." શ્રીકૃષ્ણે કહ્યું. "જરાસંધના દેહમાં કોઈ અજબ ચેતન છે. એના તમે બે કટકા કરો તોયે તે પાછા તરત સંધાઈ જાય એવો એનો દેહ. આજે હવે એના પાપનો ઘડો ભરાઈ જવા આવ્યો છે એટલે એ મરશે એમ મને સૂઝે છે. આવા જુલમી રાજાઓ જ્યારે ભારે વિજય મેળવે છે, ત્યારે એ વિજયમાં જ એમનું મોત અંકાય છે. જરાસંધ આજે એની પ્રતિષ્ઠાની

ટોચે ચઢ્યો છે, એટલે હવે તે મરવો જ જોઈએ. તમે એને મારશો તો ભારતવર્ષની આખી પ્રજા હાશ પુકારશે."

ભીમસેન છાતી કાઢીને બોલ્યો: "અર્જુન! ચાલો આપણે નીકળીએ ઇંદ્રપ્રસ્થમાં ગાદી સ્થાપી અને રાજસૂય ન થાય તો તો માતા કુંતી લાજે. બોલ, શો વિચાર છે?"

અર્જુન ખોંખારો ખાતો બોલ્યો: "ભીમસેન! તારા વિચારે વિચાર. શ્રીકૃષ્ણને પણ સાથે જ લેશું ના? એમણે પણ આવા કેટલાયને યમપુરીમાં રવાના કર્યા છે. એમનો મામો કંસ, દાનવ કેશી, પેલો મલ્લ ચાણુર, આ બધી જરાસંધની જુદી જુદી આવૃત્તિઓ જ સમજવી. આવા આવા જુલમી લોકોના જુલમમાંથી ભારતવર્ષની પ્રજાને છોડાવવી એ કૃષ્ણના જીવનનો મનોરથ છે. શ્રીકૃષ્ણ! આપ અમારી સાથે ચાલો."

શ્રીકૃષ્ણ સ્મિત કરતા બોલ્યા: "મારી ત્યાં શી જરૂર છે? તમે બે પૂરતા છો."

અર્જુને વીનવતાં જણાવ્યું: "આપની ઓથ નીચે અમે જરાસંધ જેવા દશ જુલમીઓને પૂરા પાડીશું; પણ આપની ઓથ જોઈએ. ત્યાં જરાસંધ સાથે આપને લડવાનું નહિ."

"તો ભલે. જ્યારે જવું હોય ત્યારે મને અગાઉથી જણાવજો." શ્રીકૃષ્ણે કહ્યું.

"ત્યારે શું?" ભીમ બોલ્યો. "આવો અત્યારે જ ઊપડીએ."

શ્રીકૃષ્ણ હસતા હસતા બોલ્યા: " જરાસંધને ચાદ રાજાઓ ખૂટે છે તેને બદલે ભીમસેન જ મળે તો ચૌદેય આહૂતિઓ પૂરી થાય. "

" અથવા, " અર્જુને કહ્યું. " સો રાજાઓની સો આહૂતિઓને બદલે જરાસંધની એકલાની જ એક આહૂતિ બસ થશે ! "

શ્રીકૃષ્ણ યુધિષ્ઠિર સામું ફરીને બોલ્યા: " મહારાજ યુધિષ્ઠિર ! અમે ત્રણ જણા જઈએ છીએ. તમે કશી ચિંતા ન કરતા. કેદ કરેલા છયાસી રાજાઓની ધા આખા દેશમાં ફરી વળી છે. આજે જરાસંધનો કાળ પોકારે છે. મહારાજ યુધિષ્ઠિર! ભીમ અને અર્જુન જેવા આપને ભાઈઓ છે એટલે આપ ભાગ્યશાળી છો. "

" પણ એથીયે વધારે ભાગ્યશાળી તો હું તમ જેવાથી છું, શ્રીકૃષ્ણ ! " યુધિષ્ઠિર બોલ્યા. " તમારા જેવા યુગપુરુષોનો જેમને સાથ છે તેમને ચિંતા શાની હોય? સિધાવો. શ્રીકૃષ્ણ ! ત્રણેય વહેલા પાછા આવજો."

અર્જુન, ભીમ અને શ્રીકૃષ્ણ રથમાં બેસીને ગિરિવ્રજ તરફ રવાના થયા.



# જરાસંધવધ

"મહારાજ યુધિષ્ઠિર!" રથમાંથી નીચે ઊતરતાં ઊતરતાં શ્રીકૃષ્ણ બોલ્યા. "આ તમારા ભીમસેનને આશીર્વાદ આપો. એણે જરાસંધનો વધ કર્યો છે."

"અને મોટાભાઈ!" યુધિષ્ઠિરને પગે પડતાં પડતાં ભીમે કહ્યું: "આપણા શ્રીકૃષ્ણ અમને સુરક્ષિત પાછા લાવ્યા તે માટે આપ એમનો આભાર માનો."

"પણ ધર્મરાજ યુધિષ્ઠિર!" અર્જુન હસતો હસતો બોલ્યો. "ભીમસેન જરાસંધ સાથે યુદ્ધ કરતા હતા અને શ્રીકૃષ્ણ પાછળ રહ્યા રહ્યા તેને પ્રેરણા આપતા હતા, તે બધુંય મેં શાંતિથી જોયું તે માટે મને નહિ આશીર્વાદ કે આભાર?"

રથમાંથી નીચે ઊતરી સૌ જણા યુધિષ્ઠિરની પાછળ પાછળ દરબારના મોટા ઓરડામાં ગયા અને વાતો કરવા લાગ્યા.

યુધિષ્ઠિરે ગંભીર સ્વરે જણાવ્યું: "જરાસંધની

સાથે સીધું યુદ્ધ ભલે ભીમસેને કર્યું હોય, પણ શ્રીકૃષ્ણ! તમે ન હોત તો આ બે ભાઈઓને અત્યારે દેખું છું તેવા દીઠા ન હોત!"

"જરૂર, મોટાભાઈ!" અર્જુન બોલ્યો. "ભીમસેન તો ભારે ગભરાઈ ગયો હતો."

"ઓ મારા બાપ!" ભીમસેન આંખો ફાડીને બોલ્યો. "એવડો મોટો જરાસંધ. એંશી વર્ષનો બુઢિયો, પણ કાંઈ એનું શરીર! કેટલી બધી પહોળી છાતી! બાથમાં ઘણોય લઉં પણ આવે તો કે? હું તો લડી લડીને થાક્યો પણ એ કેમેય કરતાં પડે તો કે? અને છતાં પડ્યો કે તરત જ જાણે ઊઠ્યો જ છે!"

યુધિષ્ઠિર બોલ્યા: "ત્યારે તો ભીમસેનને ઠીક ઠીક વીતી લાગે છે!"

"અરે મોટાભાઈ!" ભીમસેન બોલ્યો. "મને તો છેલ્લે છેલ્લે એમ થઈ ગયું કે આ જરાસંધ હવે તો નહિ જ મરે."

શ્રીકૃષ્ણ હસતા હસતા બોલ્યા: "આવા જરાસંધો જ્યારે મરે છે ત્યારે એવી જ રીતે મરે છે. મરવાની છેલ્લી ક્ષણ સુધી એમ જ લાગે કે આ મરશે જ નહિ; અને છતાં મરે ત્યારે એક જ પળમાં. દુનિયાના તમામ જુલમીઓનું આવું જ બને છે. તેમના જીવનનાં મૂળ તો ખવાઈ ગયેલાં જ હોય છે, પણ ઉપરથી જોનારા લોકોને એ ન દેખાય એટલે તેમને તો તે અચાનક પડ્યો એમ

# શિશુપાળવધ

મહારાજ યુધિષ્ઠિરના રાજસૂય યજ્ઞમાં ભગવાન વ્યાસ પોતે બ્રહ્મા થયા, સુસામા આંગિરસ ઉદ્ગાતા થયા, યાજ્ઞવલ્ક્ય મુખ્ય અધ્વર્યુ બન્યા અને ધૌમ્યમુનિ હોતા બન્યા.

સમગ્ર ભારતવર્ષના રાજા મહારાજાઓ, બ્રાહ્મણો તેમ જ પ્રતિષ્ઠિત વૈશ્યો અને શૂદ્રો આ યજ્ઞમાં હાજર હતા. નકુળ પોતે જઈને હસ્તિનાપુરથી ભીષ્મ, ધૃતરાષ્ટ્ર વગેરે ગુરુજનોને તેડી લાવ્યો; દુર્યોધન, કર્ણ, શકુનિ, જયદ્રથ વગેરે પણ કેટલીયે અાંખો સહીને હાજર થયા હતા; દ્રોણ, કૃપાચાર્ય વગેરે પોતાના જ શિષ્યોનાં પરાક્રમોનો આનંદ માણવા આવ્યા હતા; દ્રુપદ, બળરામ, સાંબ વગેરે પાંડવોના ઉત્કર્ષથી રાજી થઈને આવ્યા હતા. બાકી આંધ્રો, દ્રાવિડો, સિંહલો, બાહ્લિકો વગેરેથી આખું ઇંદ્રપ્રસ્થ ચિકાર બની ગયું હતું.

મહારાજ યુધિષ્ઠિર યજ્ઞની દીક્ષા લીધા પછી આવેલા રાજામહારાજાઓને સમારંભના જુદા જુદા અધિકારો

પર ગોઠવવા લાગ્યા. ભીષ્મ અને દ્રોણને આખા સમારંભની સામાન્ય દેખરેખ પર મૂકયા; બ્રાહ્મણોના સત્કારને માટે અશ્વત્થામાને મૂકયો; રાજાઓના સત્કાર માટે સંજયને ગોઠવ્યો; રત્નોની પરીક્ષા માટે કૃપાચાર્યને નીમ્યા; ખાવાપીવાની તમામ વ્યવસ્થા દુઃશાસનને સોંપી; રાજાઓ તરફથી આવતી ભેટોને સ્વીકારવાનું કામ દુર્યોધનને મળ્યું, અને સમગ્ર ખર્ચખાતા પર વિદુરને ગોઠવવામાં આવ્યા. શ્રીકૃષ્ણે પોતે યજ્ઞમાં આવેલા બ્રાહ્મણોના પગ ધોવાનું કામ માગી લીધું હતું.

યજ્ઞ શરૂ થયો. બ્રાહ્મણોના મંત્રોચ્ચારથી આખોયે યજ્ઞમંડપ ગાજી રહ્યો; ઘીની અને અન્નની આહૂતિઓથી તૃપ્ત થતા અગ્નિની જ્વાલાઓ ભભૂકવા લાગી. મહારાજ યુધિષ્ઠિરનો ખાનગી મંત્રી સહદેવ અંતર્વેદીમાં ઊભો ઊભો આવેલા તમામ રાજામહારાજાઓ તરફ દૃષ્ટિ નાખતો હતો. નારદમુનિ એકઠા થયેલા સમગ્ર માનવગણને જોઈને ઊંડા વિચારમાં ઊતરી ગયા હતા.

એવામાં પિતામહ ભીષ્મે યુધિષ્ઠિરને કહ્યું: " બેટા યુધિષ્ઠિર ! હવે તું આ રાજાઓની પૂજા કર. આ બધા રાજામહારાજાઓ આજે ઘણે વર્ષે આપણે આંગણે આવ્યા છે. ઉપરાંત, તને આ રાજસૂય યજ્ઞ કર્યાનું અભિમાન ન ચડે એટલા માટે જે રાજાઓએ તારૂં સાર્વભૌમપદ સ્વીકાર્યું છે તેમનું પૂજન ખાસ આવશ્યક છે. માટે તું દરેકેદરેક રાજાને એક એક અર્ઘ આપ. "

યુધિષ્ઠિર બોલ્યા: "પિતામહ! આપ કહો છો તે યથાર્થ છે. આ રાજસૂય યજ્ઞ કરીને હું બડેકી જતા માગતો નથી. સમસ્ત ભારતવર્ષના રાજામહારાજાઓના હિત પર મારું સ્થાન નિર્ભર રહે એ જ મારો મનોરથ છે. પિતામહ! આપ કહો; એકઠા થયેલા આ આખાયે સમાજમાં હું સૌથી પ્રથમ અર્ઘ કોને આપું?"

યુધિષ્ઠિરે પૂછ્યું કે તરત ભીષ્મે જવાબ વાળ્યો: "આ શ્રીકૃષ્ણને. અહીં એકઠા મળેલા સમાજમાં જ નહિ પરંતુ આખાયે માનવસમાજમાં આજે કોઈ પણ પુરુષ પ્રથમ અર્ઘને પાત્ર હોય તો તે શ્રીકૃષ્ણ જ છે. માટે પ્રથમ અર્ઘ તેમને આપ."

મહારાજ યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણની પાસે જઈને તેમને વિધિપૂર્વક અર્ઘ આપ્યો અને શ્રીકૃષ્ણે તે અર્ઘ સ્વીકાર્યો.

પણ સભામાં ચેદિરાજ શિશુપાલ બેઠો હતો તે આ શી રીતે સહન કરે? શ્રીકૃષ્ણને અર્ઘ મળ્યો ન મળ્યો ત્યાં તો તેનું માથું ફાટ્યું. "રાજા યુધિષ્ઠિર! તમે રાજાઓની આ સભામાં કૃષ્ણની પહેલી પૂજા કરીને આખાયે સમાજનું નાક કાપ્યું છે. આવા રાજપૂજનને માટે કૃષ્ણ યોગ્ય જ નથી. ભીષ્મે ભલે ગમે તેવી કૃષ્ણના પૂજનની સલાહ આપી તે હું સમજી શકતો નથી. કૃષ્ણને આ રાજાઓમાં તમે શેપ ગણો છો પણ એ પોતે રાજા જ ક્યાં છે? રાજા થવાનું સદ્ભાગ્ય એના નસીબમાં આવ્યું જ નથી, અને આવવાનું પણ નથી. હા, સભા-

જમાં વૃદ્ધો પૂજ્ય ગણાય છે ખરા; પણ આ સભામાં તો કૃષ્ણુના પિતા વસુદેવ બેઠા છે છતાં તમે કૃષ્ણુને અર્ઘ શી રીતે આપી શકો ? હું સમજું છું કે આચાર્ય વયથી નાના હોય છતાં પૂજાને યોગ્ય છે; પણ આચાર્ય દ્રોણુ તો આ બેઠા. મહારાજ યુધિષ્ઠિર ! તમારે પૂજા કરવી હતી તો તમને વ્યાસ ભગવાન ન ગમ્યા, આ ભીષ્મ પોતે ન ગમ્યા, અશ્વત્થામા કે દુર્યોધન નજરમાં ન આવ્યા, તમારા વડીલ દ્રુપદ ન ગમ્યા અને આ કૃષ્ણ જ ધ્યાનમાં બેઠો ? મને લાગે છે કે કૃષ્ણુની પૂજા કરીને તમે આ આખાયે માનવસમાજનું અપમાન કર્યું છે, અને તમને આ સલાહ આપનાર ભીષ્મે પોતાની બુદ્ધિનું દેવાળું કાઢ્યું છે. તમે કૃષ્ણુનું પૂજન કરીને તમારી પોતાની દીનતા દર્શાવી છે એમ જ મારે કહેવું જોઈએ. કૃષ્ણુ ! કુપાત્રની પૂજા કરનાર તો નિંદ્ય છે જ, પણ અધિકાર વિના એવી પૂજાનો સ્વીકાર કરનાર પણ એટલો જ નિંદ્ય છે. આ પવિત્ર યજ્ઞનું હવિષ્ ખાઈ જનાર કૂતરો જેમ શિક્ષાને પાત્ર છે તેમ જ આ પ્રથમ અર્ઘને સ્વીકારનાર તું શિક્ષાને પાત્ર છે. કૃષ્ણુ ! યુધિષ્ઠિરે અમારૂં રાજમહારાજાઓનું અપમાન કર્યું છે તેથી વધારે તો તારૂં અપમાન કર્યું છે. નપુંસકને પરણાવવો એ જેમ તેનું મોટું અપમાન છે, તેમ તારા જેવાને પ્રથમ અર્ઘ આપવો એ તારૂં અપમાન છે. ભારતવર્ષના રાજમહારાજાઓ ! યુધિષ્ઠિર ધર્મરાજ્યનું સ્થાપન કરે એવી આશાથી આપણે સૌ અહીં આવ્યા

છીએ. યુધિષ્ઠિર જેવા ધર્માત્મા છે તે આજે આપણે જોઈ લીધું. એમના જેવા દીન અને બીકણ રાજાઓથી આપણે સૌ દૂર જ સારા. ભીષ્મ વૃદ્ધ થયા છે એટલે તેમની બુદ્ધિ પણ તેમને છોડી ગઈ જણાય છે." એમ બોલતો બોલતો શિશુપાળ પોતાના આસન પરથી ઊઠીને ચાલવા લાગ્યો એટલે તેની પાછળ કેટલાક રાજાઓ પણ ઊભા થયા.

શિશુપાળને જતો જોઈ યુધિષ્ઠિર ગભરાયા અને બોલ્યા: "શિશુપાળ! તમે બોલો છો તેવું બોલવું યોગ્ય નથી. ભીષ્મ પિતામહ ધર્મના રહસ્યને બરાબર જાણે છે અને શ્રીકૃષ્ણને પણ પૂરેપૂરા ઓળખે છે. શ્રીકૃષ્ણ જ પ્રથમ અર્ઘ્યને લાયક છે એમાં શક નથી. તમે નિરર્થક કઠોર વાણીથી આ સમારંભમાં શા માટે વિક્ષેપ કરો છો!"

યુધિષ્ઠિર આ પ્રમાણે શિશુપાળને સમજાવતા હતા એ જોઈ ભીષ્મે કહ્યું: "યુધિષ્ઠિર! આ શિશુપાળને એવી દીનતાથી સમજાવવાની જરૂર નથી. હું એક વાર નહિ, બે વાર નહિ પણ હજાર વાર ભાર દઈને કહેવા માગું છું કે આ આખાયે સમાજમાં—અરે સકળ માનવસમાજમાં શ્રીકૃષ્ણ જ પ્રથમ અર્ઘ્યને લાયક છે. હા એ પોતે અભિષેક થયેલા રાજા નથી; એમણે પોતાના માથા પર રાજમુકટ ધારણ કર્યો નથી; છતાં અનેક મુગટધારી રાજાઓના કરતાં એ મોટા છે. એમણે અનેક રાજાઓને માથે મુગટો મૂક્યા છે અને એમના પ્રતાપથી એ મુગટો

તેમના માથા પર ટકી રહે છે. શિશુપાળ! મારા તમારા જેવા સામાન્ય રાજાઓના મુગટો પ્રજાહ્રદયમાં મૂળ નથી નાખતા ત્યારે શ્રીકૃષ્ણ તો વગર મુગટે પ્રજાના હ્રદયમાં મૂળ નાખીને બેઠા છે, એ તમને ખબર છે? કોણ કહે છે કે શ્રીકૃષ્ણ વૃદ્ધ નથી? શિષ્ટસમાજમાં ઉંમર એ કદી વૃદ્ધત્વનું માપ ન હોય. જો એમ હોય તો તો કેટલાયે લીંબડા પીપળાને આપણે સૌથી વૃદ્ધ ગણવા જોઈએ. શ્રીકૃષ્ણ ઉંમરે નાના હોવા છતાં બુદ્ધિથી વૃદ્ધ છે. જીવનના અનેક વિકટ પ્રસંગોમાંયે એમની બુદ્ધિ સમતોલતા જાળવી શકે છે, એ દુનિયાએ જોયું છે. તમને ગમે તેમ લાગતું હોય; મને તો લાગે છે કે શ્રીકૃષ્ણને પ્રથમ અર્ઘ આપવામાં મેં આ તમામ રાજાઓને ઊલટું માન આપ્યું છે. ચેદિરાજ! શ્રીકૃષ્ણની પ્રથમ પૂજા કરવામાં યુધિષ્ઠિરે યોગ્ય જ કર્યું છે. છતાં તમને અને બીજા રાજામહારાજાઓને આ વાત પસંદ ન હોય તો તમે તમને યોગ્ય લાગે તેમ કરી શકો છો."

ભીષ્મ આ પ્રમાણે બોલતા હતા તે દરમિયાન સહદેવ ઊંચોનીચો થઈ રહ્યો હતો. ભીષ્મે પૂરું કર્યું કે તરત જ સહદેવ બોલી ઊઠ્યો: "શ્રીકૃષ્ણની પૂજા કરી તે જેને ન ગમતું હોય તે લોકોના માથા પર હું મારો પગ મૂકું છું. આવા લોકો કદાચ યુદ્ધની માગણી કરે તો પણ આ સહદેવ તૈયાર છે. બાકી મહારાજ યુધિષ્ઠિર તો શ્રીકૃષ્ણનું જ પ્રથમ પૂજન કરે."

છીએ. યુધિષ્ઠિર કેવા ધર્માત્મા છે તે આજે આપણે જોઈ લીધું. એમના જેવા દીન અને બીકણ રાજાઓથી આપણે સૌ દૂર જ સારા. ભીષ્મ વૃદ્ધ થયા છે એટલે તેમની બુદ્ધિ પણ તેમને છોડી ગઈ જણાય છે." એમ બોલતો બોલતો શિશુપાળ પોતાના આસન પરથી ઊઠીને ચાલવા લાગ્યો એટલે તેની પાછળ કેટલાક રાજાઓ પણ ઊભા થયા.

શિશુપાળને જતો જોઈ યુધિષ્ઠિર ગભરાયા અને બોલ્યા: "શિશુપાળ! તમે બોલો છો તેવું બોલવું યોગ્ય નથી. ભીષ્મ પિતામહ ધર્મના રહસ્યને બરાબર જાણે છે અને શ્રીકૃષ્ણને પણ પૂરેપૂરા ઓળખે છે. શ્રીકૃષ્ણ જ પ્રથમ અર્ઘ્યને લાયક છે એમાં શક નથી. તમે નિરર્થક કઠોર વાણીથી આ સમારંભમાં શા માટે વિક્ષેપ કરો છો?"

યુધિષ્ઠિર આ પ્રમાણે શિશુપાળને સમજાવતા હતા એ જોઈ ભીષ્મે કહ્યું: "યુધિષ્ઠિર! આ શિશુપાળને એવી દીનતાથી સમજાવવાની જરૂર નથી. હું એક વાર નહિ, બે વાર નહિ પણ હજાર વાર ભાર દઈને કહેવા માગું છું કે આ આખાયે સમાજમાં—અરે સમગ્ર માનવસમાજમાં શ્રીકૃષ્ણ જ પ્રથમ અર્ઘ્યને લાયક છે. હા; એ પોતે અભિષેક થયેલા રાજા નથી; એમણે પોતાના માથા પર રાજમુગટ ધારણ કર્યો નથી; છતાં અનેક મુગટધારી રાજાઓના કરતાં એ મોટા છે. એમણે અનેક રાજાઓને માથે મુગટો મૂકયા છે અને એમના પ્રતાપથી એ મુગટો

તેમના માથા પર ટકી રહે છે. શિશુપાળ! મારા તમારા જેવા સામાન્ય રાજાઓના મુગટો પ્રજાહૃદયમાં મૂળ નથી નાખતા ત્યારે શ્રીકૃષ્ણ તો વગર મુગટે પ્રજાના હૃદયમાં મૂળ નાખીને બેઠા છે, એ તમને ખબર છે? કોણ કહે છે કે શ્રીકૃષ્ણ વૃદ્ધ નથી? શિષ્ટસમાજમાં ઉંમર એ કદી વૃદ્ધત્વનું માપ ન હોય. જો એમ હોય તો તો કેટલાયે લીંબડા પીપળાને આપણે સૌથી વૃદ્ધ ગણવા જોઈએ. શ્રીકૃષ્ણ ઉંમરે નાના હોવા છતાં બુદ્ધિથી વૃદ્ધ છે. જીવનના અનેક વિકટ પ્રસંગોમાંયે એમની બુદ્ધિ સમતોલતા જાળવી શકે છે, એ દુનિયાએ જોયું છે. તમને ગમે તેમ લાગતું હોય; મને તો લાગે છે કે શ્રીકૃષ્ણને પ્રથમ અર્ઘ આપવામાં મેં આ તમામ રાજાઓને ઊલટું માન આપ્યું છે. ચેદિરાજ! શ્રીકૃષ્ણની પ્રથમ પૂજા કરવામાં યુધિષ્ઠિરે યોગ્ય જ કર્યું છે. છતાં તમને અને બીજા રાજામહારાજાઓને આ વાત પસંદ ન હોય તો તમે તમને યોગ્ય લાગે તેમ કરી શકો છો. ”

ભીષ્મ આ પ્રમાણે બોલતા હતા તે દરમિયાન સહદેવ ઊંચોનીચો થઈ રહ્યો હતો. ભીષ્મે પૂરું કર્યું કે તરત જ સહદેવ બોલી ઊઠ્યો: “ શ્રીકૃષ્ણની પૂજા કરી તે જેને ન ગમતું હોય તે લોકોના માથા પર હું મારો પગ મૂકું છું. આવા લોકો કદાચ યુદ્ધની માગણી કરે તો પણ આ સહદેવ તૈયાર છે. બાકી મહારાજ યુધિષ્ઠિર તો શ્રીકૃષ્ણનું જ પ્રથમ પૂજન કરે. ”

દરમિયાન શિશુપાળે બીજા રાજાઓની સાથે મળીને યજ્ઞમાં ભંગાણ પાડવાનો સંકેત કર્યો; અને પરિણામે આખી સભામાં ખળભળાટ શરૂ થયો. સભામાં વધતો જતો ખળભળાટ જોઈને યુધિષ્ઠિર જરા વધારે ગભરાયા અને ભીષ્મને કહેવા લાગ્યા: "પિતામહ! યજ્ઞમાં ભંગાણ ન પડે અને સમગ્ર પ્રજાનું હિત થાય એવું આપ જે કહો તે કરવા હું તૈયાર છું."

યુધિષ્ઠિરને ગભરાયેલા જોઈને ભીષ્મે મોટે અવાજે કહ્યું: "બેટા યુધિષ્ઠિર! ગભરા નહિ. ગભરાવાનું કશું કારણ નથી. સિંહ સૂતો હોય છે ત્યાં સુધી બધા કૂતરાઓ ભસ્યા કરે છે. અત્યારે એ શિશુપાળ નથી બોલતો પણ એનો કાળ બોલે છે. શિશુપાળની અને આ રાજાઓની બુદ્ધિ બગડી ગઈ છે એમાં શક નથી. કાળ માણસને સજા કરે છે ત્યારે ત્યારે તેને લાકડી થઈને મારતો નથી પણ તેની બુદ્ધિને કુમાર્ગે વાળે છે. આ શિશુપાળનું પણ એમ જ સમજ."

ભીષ્મ પિતામહનાં આવાં વેધક વચનો સાંભળી શિશુપાળને આંચકો લાગ્યો હોય એમ તે પાછો વળ્યો અને બોલ્યો: "ઓ ભીષ્મ! ઓ કુરુવંશના કલંક! આવાં વચનો બોલતાં તમને શરમ નથી આવતી? જેમ આંધળો આંધળાને દોરે, તેમ તમે આ પાંડવોને આજે દોરો છો. જે કૃષ્ણની પૂજા તમે કરાવી તે કૃષ્ણનાં કાળાં કર્મો આખું જગત જાણે છે. આ કૃષ્ણે પોતાના જ મામાનો વધ કર્યો

એ શું અમે નથી જાણતા ? જેનું અન્ન ખાઈને મોટો થયો તેને જ મારનાર આ કૃષ્ણ પ્રથમ અર્ઘનો અધિકારી ? આ કૃષ્ણની વ્રજની ગોપીઓ સાથેની લીલાઓ શું અમે નથી જાણતા ? ભીષ્મ ! તું મને મોઢામાં આંગળી નાખી બોલાવે છે એટલે બોલું છું. એ ગોપીઓના ધણીઓને પૂછી આવ, એટલે કૃષ્ણ કેવી પૂજાનો અધિકારી છે તે તને ખબર પડે. આ કૃષ્ણનાં પરાક્રમને દુનિયા આખી જાણે છે. આ પરાક્રમી કૃષ્ણ તો કાળયવન આવ્યો ત્યારે પૂંછડી પકડીને નાસી ગયો હતો તે અમને સૌને ખબર છે. એના ધંધા તો એવા છે કે એકને સંભારીએ ત્યાં એકને ભૂલીએ. પૂછ આ રુકમીને. રુક્મિણીનું વેવિશાળ કોની સાથે કર્યું હતું ? પણ આ લંપટ કૃષ્ણે જ તેને નસાડી, અને તેના આખા કુટુંબમાં ઝેર વાવ્યું. હજી તો કાલ સવારની વાત છે; જરાસંધને આ ત્રણે લોકોએ કેવી રીતે માર્યો તે પૂછ. જરાસંધને લુચ્ચાઈથી મરાવનાર કૃષ્ણને પહેલો અર્ઘ આપનાર મૂર્ખ નહિ તો કેવો ? ભીષ્મ ! આમાં તારો વાંક નથી. તમારૂં આખું વાળું જ આવું છે. તું પોતે બ્રહ્મચર્યનો ડોળ કરે છે એટલું જ. તેં અંબાનું હરણ કર્યું અને પછી તેને રખડતી મૂકી એ હું ભૂલી નથી ગયો. નપુંસક લોકોના બ્રહ્મચર્યને સાધુપુરુષો માન આપતા નથી. તું પોતે જ પાપી છે એટલે કૃષ્ણ જેવા પાપીને જ પહેલો અર્ઘ આપે એમાં નવાઈ નથી. પણ યાદ રાખજે, તારૂં

મોત નજીક છે. તારા જેવા મૂઢની સલાહને પાંડવો માન આપે છે એટલે તેમનો કાળ પણ નજીક છે એમ સમજ."

શિશુપાળનાં આવાં કઠોર વચન સાંભળીને ભીમસેનનું લોહી ગરમ થઈ ગયું. તેણે દાંત કચકચાવતાં પોતાના આસન પરથી એક કૂદકો માર્યો, અને જેવો તે શિશુપાળને પકડવા જાય છે તેવો જ ભીષ્મે તેને પકડી લીધો. શિશુપાળ ભીમને આ પ્રમાણે ક્રોધથી લાલચોળ જોઈને બોલ્યો: "ભીષ્મ! ભીમને આવવા દે. ભીમસેન પણ જાણશે કે ચેદિરાજની બાથ કેવી કોમળ છે! ચાલ્યો આવ, ભીમસેન! જરાસંધને તું લુચ્ચાઈથી મારી શક્યો પણ હું તો શિશુપાળ!"

આ પ્રમાણે બોલતા શિશુપાળને ઉદ્દેશીને વળી ભીષ્મ બોલ્યા: "શિશુપાળ, ચેદિરાજ! હવે હદ થાય છે. આ શ્રીકૃષ્ણ માત્ર રાજા નથી પણ રાજાઓના પણ રાજા છે; આ શ્રીકૃષ્ણ વૃદ્ધ નથી પણ વૃદ્ધોના પણ વૃદ્ધ છે; આ શ્રીકૃષ્ણ માત્ર જ્ઞાની નથી પણ જ્ઞાનીઓના પણ જ્ઞાની છે. કારણ કે શ્રીકૃષ્ણ યુગપુરુષ છે. બેટા યુધિષ્ઠિર! મને આ શિશુપાળની અને તેના મિત્રોની દયા આવે છે. આ શિશુપાળ શ્રીકૃષ્ણને ઓળખી શકતો નથી એટલે એ પામર છે. અહીં એકઠા થયેલા સર્વ રાજામહારાજાઓને મારે કહેવું જોઈએ કે યુગપુરુષને પારખવો અને પારખીને તેની પૂજા કરવી—તેના શરણમાં માથું

નમાવવું, એ બહુ વિકટ કામ છે. આવો યુગપુરુષ હમેશાં આપણી બધાની વચ્ચે બે હાથ અને બે પગ લઈને ફરતો હોય એટલે આપણને સામાન્ય માણસ જેવો જ લાગે છે; અને તેથી તેની પારખ વધારે મુશ્કેલ બને છે. શ્રીકૃષ્ણ આપણા યુગપુરુષ છે. તેમનું અંગત જીવન કેવળ વિશુદ્ધ છે. જેમનાં અંતઃકરણો પાપથી ઘેરાઈ ગયાં હોય છે તેમને આવા વિશુદ્ધ જીવનમાં પણ મલિનતા જ દેખાય છે. આ શિશુપાળને ખબર નથી કે ગોપીઓ તો આવા યુગપુરુષના પરિચયથી ધન્ય થઈ ગઈ; આ શિશુપાળને ખબર નથી કે કેશી, કાળયવન, જરાસંધ વગેરેનો નાશ કરવો એ શ્રીકૃષ્ણના જન્મનું ધ્યેય છે; શિશુપાળને ખબર નથી કે આજે આપણી પૃથ્વી પર રાજાઓનો જે ભાર સમગ્ર પ્રજાને પીડી રહ્યો છે તે ભાર ઓછો કરવા માટે જ જાણે શ્રીકૃષ્ણ જન્મ્યા હોય એમ ઋષિઓને દેખાય છે. મહારાજ યુધિષ્ઠિર ! તમારે ગભરાવાનું કારણ નથી. આપણા યુગની સર્વ મહેચ્છાઓ શ્રીકૃષ્ણના જીવનમાં વ્યક્ત થાય છે એમ સૌ કોઈ જાણે છે. આજે ભારતને ત્રાસમુક્ત કરવામાં શ્રીકૃષ્ણનો મોટો ફાળો છે, અને હજીયે આપણે સૌ તેના તરફ જ નજર માંડી બેઠા છીએ. આવા શ્રીકૃષ્ણના જીવનમાં છિદ્રો શોધવાં, તેમના સદ્‌ગુણોને અવગુણો રૂપે જોવા, અને તેમના જીવનકાર્યને ન સમજતાં તેમને વિષે ખરાબ બોલ્યા કરવું–આનું નામ જ

કાળ. કાળથી ઘેરાયેલા આ શિશુપાળને બચાવવા આજે કોઈ સમર્થ નથી."

ભીષ્મ આ પ્રમાણે બોલતા હતા ત્યાં વચ્ચે શિશુપાળ બોલી ઊઠ્યો: "નહિ જોયો હોય તારો યુગપુરુષ! આવા કાળિયાને યુગપુરુષ કહેતાં તારી જીભ તૂટી કેમ પડતી નથી? યુગપુરુષ બીજાઓની સ્ત્રીઓ સાથે સ્વૈરવિહાર કરે? યુગપુરુષ બીજાની સાથે વેવિશાળ કર્યું હોય તેને પરણી જાય? યુગપુરુષ જરાસંધને કપટથી મારે? જો એના જેવા માણસો યુગપુરુષો ગણાશે તો પૃથ્વીને રસાતાળ જવું પડશે. ભીષ્મ! યુગપુરુષ તો જરાસંધ કે જેના કારાગારમાં ભલભલા રાજાઓ ચૂપચાપ બેઠા હતા! યુગપુરુષ તો કંસ કે જેણે ગોકુળ મથુરાની માતાઓને થથરાવી મૂકી. યુગપુરુષ તો કાળયવન કે જેણે ઠેઠ દક્ષિણ સુધી આ યાદવોને હાંકી કાઢ્યા. જે લોકો આ કૃષ્ણને યુગપુરુષ કહી તેનાં ગુણગાન કરે છે એ લોકો જ ગમાર છે એમાં શક નથી."

આટલી લાંબી ગરમાગરમ વાતચીત, મહારાજ યુધિષ્ઠિરનો ગભરાટ, સહદેવ અને ભીમસેનનો ક્રોધ, ભીષ્મની સિંહગર્જના અને શિશુપાલની સામી ગર્જના, શિશુપાલની પાછળ ચાલી નીકળેલા રાજાઓનો ખળભળાટ: આ સર્વની વચ્ચે શ્રીકૃષ્ણ જરાય ક્ષોભ પામ્યા વિના ઊભા હતા. જેમ કોઈ મહાસાગરનાં મોજાંઓ, વચ્ચે ઊભેલા ખડક ઉપર અથડાઈને તૂટી જાય તેમ આ બધો કોલાહલ અને ખળભળાટ તેમના પર અથડાયો અને જાતે જ તૂટી

પડ્યો. આખરે કેમ જાણે વિશ્વના ઊંડાણમાંથી બોલતા હોય તેમ શ્રીકૃષ્ણ બોલ્યા: "આ જે કાંઈ બોલાય છે તે શિશુપાળ પોતે નથી બોલતો પણ તેનો કાળ બોલે છે. આ શિશુપાળ મારી ફોઈનો દીકરો છે. બનતાં સુધી તેને ન મારવાનું મેં મારી ફોઈને વચન આપ્યું છે. પણ શિશુપાળ મારી પાસેથી પરાણે મોત માગી લે છે. અહીં એકઠા મળેલા રાજામહારાજાઓ! બરાબર કાન દઈને સાભળો. આજે કેટલાંય વર્ષો થયાં આપણી ભારતભૂમિના ગર્ભમાં કોઈ મોટી ઊથલપાથલનાં બળો વહી રહ્યાં છે. આપણને ક્ષત્રિયોને, અને તેમાંયે ખાસ કરીને રાજાઓને સમગ્ર પ્રજાના રક્ષણનું કામ સોંપાયું છે, પણ આપણે રક્ષણ કરવાને બદલે પ્રજાની ગરદન પર સવાર થયા છીએ એટલે આ સમસ્ત પ્રજા બાપડી ત્રાહિ ત્રાહિ પોકારી રહી છે. યાદ રાખજો, રાજાઓ! સમસ્ત પ્રજાનો આ પોકાર વિશ્વનિયંતાના દરબારમાં પહોંચી ગયો છે, અને આપણો મદ ઉતારનારાં બળો પૃથ્વીના પડમાં એકઠાં થવા લાગ્યાં છે. જે રાજાઓ આ બળોને ઓળખીને ચેતી જશે તે જીવશે; બાકીના બધા, એ બળો ફાટી નીકળશે ત્યારે તેના ધગધગતા રસમાં ભસ્મ થવાના છે! આ શિશુપાળ આવો એક મદમસ્ત રાજા છે. એમની એક આખી ટોળી છે. જરાસંધ તેમનો મુખી હતો; હવે શિશુપાળે એ પદ લીધું છે. શિશુપાળ! તને ખબર નથી કે આજ સુધીના તારા બધા અપરાધો તારી માતાને ખાતર

મેં નભાવી લીધા છે. હું તો હજી તારા અપરાધોને સહન કરી શકું છું, પણ વિશ્વની નિયામકસત્તા મને બીજું કહે છે. હું ઇચ્છું કે ન ઇચ્છું પણ તારા ધડ ઉપરનું આ મદમસ્ત માથું ધડ પરથી નીચે ઊતરવા તૈયાર થઈ રહ્યું છે. આજના આપણા ક્ષત્રિયોનો મદ ઉતારવો અને પીડિત–ત્રાસિત પ્રજાને રાજાઓના ત્રાસમાંથી ઉગારી લેવી એનો મને છંદ લાગ્યો છે એમ કહું તો પણ ખોટું નથી. મને ચોક્કસ લાગે છે કે ભારતવર્ષની પીડિત પ્રજાની મોટામાં મોટી કોઈ સેવા હોય તો તે આ છે. મેં પોતે મારી શક્તિ અનુસાર આ સેવા કરવાનું સ્વીકાર્યું છે એટલે તારા જેવા કેટલાયે જુલમગારોનાં માથાંને મારૂં સુદર્શન ધડથી જુદાં પાડશે. શિશુપાળ ! તારા ઇષ્ટદેવને સંભારી લે. ”

શ્રીકૃષ્ણ આટલું બોલ્યા ન બોલ્યા ત્યાં તો સુદર્શન ચક્રે શિશુપાળનું માથું ધડથી જુદું કર્યું.

યુધિષ્ઠિરની આજ્ઞાથી શિશુપાળનો અગ્નિસંસ્કાર થયો અને રાજસૂય માટે આવેલા રાજામહારાજાઓને પાંડવોએ વિદાય આપી.



# દ્વૈતવનમાં

પાંડવોને તેર વર્ષનો વનવાસ મળ્યો ત્યારે શ્રીકૃષ્ણ દ્વારકામાં ન હતા. દ્રૌપદીના વસ્ત્રહરણની અને પાંડવોના વનવાસની તેમને પાછળથી ખબર પડી એટલે પોતે પાંડવોને મળવા માટે વનમાં ગયા.

એક વાર પર્ણકુટીની પરસાળમાં પાંડવો અને દ્રૌપદીની સાથે શ્રીકૃષ્ણ બેઠાં હતા. ત્યાં દ્રૌપદીએ પ્રશ્ન કર્યો: "શ્રીકૃષ્ણ! બીજું તો કાંઈ નહિ; તમે મને તમારી બેન તરીકે સ્વીકારી; લોકો મને પાંચાલી નથી કહેતા પણ કૃષ્ણા કહે છે; છતાં મારા વીરા શ્રીકૃષ્ણના જીવતાં મારો ચોટલો રગદોળાયો એ સંભારૂં છું ત્યારે થાય છે કે તમે પણ મને છોડી!"

"બેન! એમ ઓછું ન લાવો." શ્રીકૃષ્ણ બોલ્યા. "આ બધું બન્યું ત્યારે હું દ્વારકામાં ન હતો. પણ એમાં શું થઈ ગયું? તમે નથી જાણતાં, પરંતુ આ યુધિષ્ઠિર મહારાજ જાણે છે કે આવી રીતે રગદોળાયેલા ચોટલાઓ

જતે દહાડે ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે પોતાનો હિસાબ માગે છે, અને ઈશ્વરની અદાલતમાં આવા હિસાબોની નાદારી ચાલી શકતી નથી."

"પણ મહારાજ શ્રીકૃષ્ણ!" ભીમસેન બોલી ઊઠ્યો. "ભરસભામાં દેવી પાંચાલીના વસ્ત્રને ખેંચતાં એ આંધળાના દીકરાને જરાયે શરમ ન આવી!"

"એ જ ઠીક થયું છે." શ્રીકૃષ્ણે જવાબ વાળ્યો. "આજ સુધી એ લોકો છાનામાના તમને કનડતા હતા, અને જાહેરમાં કેમ જાણે તમને બહુ જ ચાહતા હોય એવો વર્તાવ કરતા હતા. પરંતુ દ્રૌપદીનાં ચીર ખેંચીને કૌરવોએ પોતાની નરી પશુતા ઉઘાડી કરી છે. દુનિયાએ કૌરવોની આ પશુતાને તેના નગ્ન સ્વરૂપમાં જોઈ એટલે જ લોકોને હવે કૌરવોમાં વિશ્વાસ નથી રહ્યો. આજે દુર્યોધન પ્રજાનો વિશ્વાસ મેળવવા માટે આકાશપાતાળ એક કરે છે, તમારા સૌના દોષોને ઢોલ પીટીને જાહેર કરે છે, તમારા દુશ્મનોને પોતાના કરવા મથે છે, અને તમારા મિત્રોમાં ફાટફૂટ પાડવાનો પ્રયત્ન કરે છે. પણ એને ખબર નથી કે તમને વનવાસ આપીને એણે પોતાના લોકોનો પણ વિશ્વાસ ગુમાવ્યો છે."

"એ બધું તમે ગમે તે કહો." દ્રૌપદી બોલી. "આજે તો મારા ભીમઅર્જુન વનમાં [illegible] ત્યારે કારવો હસ્તિનાપુરના મહેલોમાં મહા[illegible]

"દેવી! એમ જ છે." શ્રીકૃષ્ણે [illegible]

આજે તો નરી આંખે જોતાં તમે દુઃખમાં પડ્યાં છો અને કૌરવો સુખમાં ખેલે છે. પણ જે લોકો જે પરિસ્થિતિના ગર્ભમાં નજર નાખી શકે છે તેઓ તો સ્પષ્ટ જોઈ શકે છે કે હસ્તિનાપુરની મહેલાતો કૌરવોને સુંવાળા કરી નાખશે, જ્યારે તમારો સૌનો આ વનવાસ તમને વધારે તેજસ્વી બનાવશે. દ્રૌપદી! હું આજ સુધીના તમામ ઇતિહાસો અને પુરાણોને વાંચી વળ્યો છું. જગતમાં જે લોકોને હાથે મહાન ક્રાંતિઓ થવાની હોય છે, તેમને ક્રાંતિની તપશ્ચર્યા રૂપે આવાં દુઃખો વેઠવાં જ પડે છે; અને આવાં દુઃખોની શાળામાં પસાર થયા સિવાય ક્રાંતિમાં કદી જોસ આવતું જ નથી."

"મહારાજ! આ તો બધું તત્ત્વજ્ઞાન થયું." યુધિષ્ઠિર બોલ્યા. "હું આ બધાનું દુઃખ જોઈ શકતો નથી. કોણ જાણે કઈ ઘડીએ મને દ્યૂત રમવાનું સૂઝ્યું ને મેં હા પાડી."

"એ ઠીક છે." શ્રીકૃષ્ણ બોલ્યા. "તમે તમારા માટે આ વિચાર કરો તે યોગ્ય છે. તમે ન રમ્યા હોત તો સારું હતું. પણ જગતમાં કયે વખતે કયાં બળો કામ કરે છે તે કોણ જાણી શક્યું છે? જાણતા છતાં તમને રમવાની ઇચ્છા થઈ એમાં વિશ્વનિયંતાનો જ કોઈ સંકેત કાં ન હોય? તમે આ ભાઈઓને દુઃખી કરો છો એમ માની કલેશ ન કરો. તમે બધા દુઃખ વેઠો છો તેથી તો કૌરવોનાં પુન્યો ખવાય છે એમ હું જોઈ રહ્યો

જતે દહાડે ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે પોતાનો હિસાબ માગે છે, અને ઈશ્વરની અદાલતમાં આવા હિસાબોની નાદારી ચાલી શકતી નથી."

"પણ મહારાજ શ્રીકૃષ્ણ!" ભીમસેન બોલી ઊઠ્યો. "ભરસભામાં દેવી પાંચાલીના વસ્ત્રને ખેંચતાં એ આંધળાના દીકરાને જરાયે શરમ ન આવી!"

"એ જ ઠીક થયું છે." શ્રીકૃષ્ણે જવાબ વાળ્યો. "આજ સુધી એ લોકો છાનામાના તમને કનડતા હતા, અને જાહેરમાં કેમ જાણે તમને બહુ જ ચાહતા હોય એવો વર્તાવ કરતા હતા. પરંતુ દ્રૌપદીનાં ચીર ખેંચીને કારવોએ પોતાની નરી પશુતા ઉઘાડી કરી છે. દુનિયાએ કૌરવોની આ પશુતાને તેના નગ્ન સ્વરૂપમાં જોઈ એટલે જ લોકોને હવે કૌરવોમાં વિશ્વાસ નથી રહ્યો. આજે દુર્યોધન પ્રજાનો વિશ્વાસ મેળવવા માટે આકાશપાતાળ એક કરે છે, તમારા સૌના દોષોને ઢોલ પીટીને જાહેર કરે છે, તમારા દુશ્મનોને પોતાના કરવા મથે છે, અને તમારા મિત્રોમાં ફાટફૂટ પાડવાનો પ્રયત્ન કરે છે. પણ એને ખબર નથી કે તમને વનવાસ આપીને એણે પોતાના લોકોનો પણ વિશ્વાસ ગુમાવ્યો છે."

"એ બધું તમે ગમે તે કહો." દ્રૌપદી બોલી. "આજે તો મારા ભીમઅર્જુન વનમાં ભટકે છે, ત્યારે કારવો હસ્તિનાપુરના મહેલોમાં મહાલે છે."

"દેવી! એમ જ છે." શ્રીકૃષ્ણે જવાબ વાળ્યો.

આજે તો નરી આંખે જોતાં તમે દુઃખમાં પડ્યાં છો અને કૌરવો સુખમાં ખેલે છે. પણ જે લોકો જે પરિસ્થિતિના ગર્ભમાં નજર નાખી શકે છે તેઓ તો સ્પષ્ટ જોઈ શકે છે કે હસ્તિનાપુરની મહેલાતો કૌરવોને સુંવાળા કરી નાખશે, જ્યારે તમારો સૌનો આ વનવાસ તમને વધારે તેજસ્વી બનાવશે. દ્રૌપદી! હું આજ સુધીના તમામ ઇતિહાસો અને પુરાણોને વાંચી વળ્યો છું. જગતમાં જે લોકોને હાથે મહાન ક્રાંતિઓ થવાની હોય છે, તેમને ક્રાંતિની તપશ્ચર્યા રૂપે આવાં દુઃખો વેઠવાં જ પડે છે; અને આવાં દુઃખોની શાળામાં પસાર થયા સિવાય ક્રાંતિમાં કદી જોસ આવતું જ નથી."

"મહારાજ! આ તો બધું તત્ત્વજ્ઞાન થયું." યુધિષ્ઠિર બોલ્યા. "હું આ બધાનું દુઃખ જોઈ શકતો નથી. કોણ જાણે કઈ ઘડીએ મને દ્યૂત રમવાનું સૂઝ્યું ને મેં હા પાડી."

"એ ઠીક છે." શ્રીકૃષ્ણ બોલ્યા. "તમે તમારા માટે આ વિચાર કરો તે યોગ્ય છે. તમે ન રમ્યા હોત તો સારું હતું. પણ જગતમાં કયે વખતે કયાં બળો કામ કરે છે તે કોણ જાણી શક્યું છે? જાણતા છતાં તમને રમવાની ઇચ્છા થઈ એમાં વિશ્વનિયંતાનો જ કોઈ સંકેત કાં ન હોય? તમે આ ભાઈઓને દુઃખી કરો છો એમ માની કલેશ ન કરો. તમે બધા દુઃખ વેઠો છો તેથી તો કૌરવોનાં પુન્યો ખવાય છે એમ હું જોઈ રહ્યો

શું. કૌરવો બધા, અને પેલો આંધળો ધૃતરાષ્ટ્ર, પણ બધાય હુશે છે. પણ આજે તો એમની પાછળ હજી કુરુકુળનું તપ જમા છે. ગાંધારી જેવી સતી, વિદુર જેવો સત્યવક્તા, ભીષ્મ ને દ્રોણ જેવા ધર્માત્માઓ: એ બધા હજી કૌરવોના પક્ષમાં છે એટલે કૌરવો એમના બળે ઊભા છે. તમને જેમ જેમ વધારે દુઃખ પડશે તેમ તેમ કૌરવોનાં જીવનનાં મૂળો ક્ષમાતાં જશે, અને ઊધઈથી ખવાઈ ગયેલું રમ્ય દેખાતું વૃક્ષ એકાએક જમીન પર સૂઈ જાય તેમ આખું કૌરવકુળ એક દિવસ સૂઈ જવાનું છે.”

“મહારાજ શ્રીકૃષ્ણ!” સહદેવ બોલ્યો, “આપ આ બધું કહો છો તે સાચું થશે એવી મને દૃઢ શ્રદ્ધા છે; પણ આપ જે જોઈ શકો છો તેમાંનું કાંઈ પણ દુર્યોધન જોઈ ન શકે એ આશ્ચર્ય જેવું નથી?”

“છે જ.” શ્રીકૃષ્ણે જવાબ વાળ્યો. “સહદેવ! તને ખબર નથી. દ્યૂતસભાની અંદર મહારાજ અને શકુનિ પાસા ખખડાવતા હતા ત્યારે વિકર્ણે એ પાસાની વાચા સાંભળી હતી તે યાદ છે? વિકર્ણે એ વાચા સાંભળી અને આખી કૌરવસભાને સંભળાવી; પણ દુર્યોધને તો કાન બંધ કર્યા હતા અને હજીયે કર્યા છે. દુનિયાના તમામ મદોન્મત્ત રાજાઓનું એ લક્ષણ હોય છે કે તેઓ છતી આંખે દેખતા નથી અને છતે કાને સાંભળતા નથી. સહદેવ! આ મદોન્મત્ત રાજાઓની આસપાસ એવું મંડળ ગોઠવાઈ જાય છે કે તેમની આંખે સાચી વસ્તુ ચડે જ

નહિ; તેમના કાન પર તો રીત સર તેમને મનગમતી વાતો જ અથડાય. જતે દિવસે આવા રાજાઓ આંખકાન ગુમાવી બેસે છે, અને ખૂબ જ વેગથી કાળના મોઢામાં પેસતા જાય છે."

"તો ત્યારે કાળ પોતે જ કૌરવોનો વિનાશ કરશે એમ સમજીને મારા પાંડવોએ બેસી રહેવું, અને આ વનવાસ ભોગવવો, એમ જ ને ?" દ્રૌપદીથી ના રહેવાયું.

"હરગિજ નહિ." શ્રીકૃષ્ણ ચમકીને બોલ્યા: "એ કાળ તો તમારો નોતર્યો આવવાનો છે. એ કાળ તમારા હાથપગ અને તમારી બુદ્ધિને વાપરશે. તમારી તપશ્ચર્યા કાળનું આમંત્રણ થશે. મને તો તમારા વનવાસમાંયે ઈશ્વરી સંકેત દેખાય છે. અર્જુન ! તૈયાર થા. તું આ વનમાં પડ્યો પડ્યો દિવસો ગાળવાને અવતર્યો નથી. તારી પાસેથી–અને મારી પાસેથી પણ–જગતના ઋષિમુનિઓ અનેક આશાઓ રાખી રહ્યા છે. એ આશાઓને તૃપ્ત કરવાની તૈયારી કરી લેવાનો આ વખત છે. આજે આખા ભારતવર્ષમાં કોઈ પણ એક પ્રકારની ક્રાંતિના ભણકાર વાગી રહ્યા છે. આ ક્રાંતિ માટે તારે તૈયાર થવું ઘટે છે. દૂર દૂર હિમાલયના પ્રદેશમાં જા અને ત્યાં પશુપતિ પાસેથી વિદ્યા મેળવ. એ વિદ્યાના બળે ભારતના મદમસ્ત રાજાઓને રોળવાનું સદ્‌ભાગ્ય તને મળશે એવાં ચિહ્નો હું જોઈ રહ્યો છું. દ્રૌપદી ! તમારે કોઈ ને નિરાશ થવાની જરૂર નથી. આ વનવાસ તમને ભવિષ્યમાં આશી-

વાદ રૂપ થવાનો છે એમ ચોક્કસ માનજો. મહારાજ યુધિષ્ઠિર! હવે હું રજા લઉં?"

"શ્રીકૃષ્ણ!" યુધિષ્ઠિર ગદ્ગદ્ કંઠે બોલ્યા. "તમને રજા આપતાં જીભ ઊપડતી નથી. આ દ્રૌપદી તો દિવસો થયાં રોજ તમને સંભારતી અને કોઈ કોઈ વાર રોઈ લેતી. આજે તમને મળ્યાથી તેનો ભાર હલકો થશે. વધારે તો શું કહું? હું આ બધાંને વનમાં લાવ્યો છું એનું મને દુઃખ છે તે તમે સમજી શકો છો. વનવાસને અંતે શું થાય છે તે તો ઈશ્વર જાણે."

દ્રૌપદીથી ન રહેવાયું. તે બોલી: "વનવાસને અંતે બીજો વનવાસ અને બીજા વનવાસને અંતે મૃત્યુ!"

"દ્રૌપદી!" શ્રીકૃષ્ણ ઉતાવળા થયા. "એવું બોલીને મહારાજના દુભાતા હૈયાને વધારે ન દૂભવો. આ વનવાસને અંતે બધું મંગળ થઈ રહેશે."

"વીરા શ્રીકૃષ્ણ!" દ્રૌપદી બોલી. "તમે જવું હોય તો સુખેથી જાઓ, પણ આ ચોટલાને તમે ભૂલ્યા તો દુનિયા આખીમાં મારે બીજો ભાઈ નથી."

"બેન!" શ્રીકૃષ્ણ ઊંચા થયા. "તમે ભૂલો છો. તમે મારાં બેન છો એ તો એક વાત. પરંતુ આર્યાવર્તમાં કોઈ પણ સ્ત્રીનો ચોટલો રગદોળાય અને હું બેસી રહું તો દેવકીને પેટ પત્થર પાક્યો જાણજો. હું બેસી રહેવા ઇચ્છું તો પણ જગતની નિયામકસત્તા મને બેસવા દે તેમ નથી: આવા આવા મદમસ્ત રાજાઓ જ્યારે જ્યારે

આવાં કૃત્યો કરે છે ત્યારે ત્યારે મારું હૈયું વલોવાઈ જાય છે, અને તેમનો નાશ ક્યારે કરું એમ જ થયા કરે છે. દેવી પાંચાલી ! આવા મદોન્મત્ત રાજાઓના ત્રાસો દિન-પરદિન વધતા જાય છે એ ખરું; પણ તેની સાથે સાથે એવા રાજાઓનાં તખ્તોના પાયાને ઊધઈ ચડે છે એ વાત પણ એટલી જ સાચી છે. આવા રાજાઓનાં તખ્તોની નીચે હું આજે અનેક પ્રવાહો જતાઆવતા જોઈ રહ્યો છું. જગન્નિયંતાને આ બધાં બળાબળોના કેવા સરવાળા બાદબાકી કરવાના હશે તે કોણ કહી શકે ? પણ બહેન ! તારા એક ચોટલાને રગદોળ્યો તેટલા ખાતર બીજા કેટલાયે ચોટલાઓ રગદોળાશે તેની મને તો ખાતરી છે. હવે મને રજા આપ."

"વીરા !" દ્રૌપદી બોલી." સુખેથી સિધાવો."

"શ્રીકૃષ્ણ !" યુધિષ્ઠિર બોલ્યા. "વળી પાછા અમારી સંભાળ લેવા વહેલા આવજો."

"સખા શ્રીકૃષ્ણ !" અર્જુન બોલ્યો. "શું બોલું તે સૂઝતું નથી. અભિમન્યુની સંભાળ રાખજો."

"મહારાજ શ્રીકૃષ્ણ !" ભીમસેન બોલ્યો. "મોટા-ભાઈ કહે છે એટલે માનવું પડે છે. બાકી આપણે કાંઈ આવા વનવાસ બનવાસમાં માનતા નથી. મારે તો એક ઘા ને બે કટકા."

"શ્રીકૃષ્ણ !" નકુળે કહ્યું. "તમે આવી ગયા એટલે સૌને અને ખાસ કરીને દેવીને શાંતિ થઈ."

"અને," સહદેવ બોલ્યો. "આપણે હતાશ થઈ ગયા હતા તે આપણામાં નવું બળ આવ્યું. શ્રીકૃષ્ણ તો કાળનાં બળાબળને પારખી શકે એટલે આપણા જેવાને ન સમજાય તો તેમને અંતમાં સૂઝી આવે."

"વારુ ત્યારે, તમને સૌને નમસ્કાર!" એટલું કહી શ્રીકૃષ્ણ રથમાં બેઠા અને દ્વારકા ગયા.



# વિષ્ટિની વાતો

"મહારાજ યુધિષ્ઠિર!" શ્રીકૃષ્ણ બોલ્યા. "મને એમ તો લાગે છે કે મારે હસ્તિનાપુર જઈને સંધિ માટે એક છેલ્લો પ્રયત્ન કરી જોવો."

ભીમસેન તરત બોલી ઊઠ્યો: "હજી હસ્તિનાપુર જવાની વાત આપ કરી શકો છો?"

"હા." શ્રીકૃષ્ણે કહ્યું.

ભીમથી ન રહેવાયું: "આજે તો યુદ્ધનાં નગારાં વાગી રહ્યાં છે અને તલવારો મ્યાનમાંથી બહાર ડોકિયાં કરી રહી છે એવે વખતે આપણી સંધિની વાત કોણ સાંભળવાનું છે?"

શ્રીકૃષ્ણે તરત જ પૂછ્યું: "તું સાંભળવાનો છે?"

દ્રૌપદી બોલી: "મારા તો સાંભળી સાંભળીને કાન ફૂટી ગયા!"

નકુળે જણાવ્યું: "અમે સાંભળીએ તો પણ દુર્યોધન સાંભળે નહિ ત્યાં સુધી શું વળવાનું હતું? જુઓને, એ

"અને," સહદેવ બોલ્યા: "આપણે હતાશ થઈ ગયા હતા તે આપણામાં નવું બળ આવ્યું. શ્રીકૃષ્ણ તો કાળનાં બળાબળને પારખી શકે એટલે આપણા જેવાને ન સમજાય તે તેમને અંતમાં સૂઝી આવે."

"વારુ ત્યારે, તમને સૌને નમસ્કાર!" એટલું કહી શ્રીકૃષ્ણ રથમાં બેઠા અને દ્વારકા ગયા.



"કારણ," શ્રીકૃષ્ણે પૂરું કર્યું. "તમારે પારકાના બળ ઉપર આધાર નથી. આ અર્જુનને શી તૈયારી કરવાની છે? દુર્યોધન આ ઘડીએ કહે તો આ ઘડીએ અર્જુન ગાંડીવ ચડાવી શકે તેમ છે. માટે જ કહું છું કે સંધિનો સંદેશો ધારો કે નિષ્ફળ ગયો તો પણ તમારે તો કશું ગુમાવવાનું છે જ નહિ. ગુમાવવાનું જો કોઈને હોય તો તે કૌરવોને જ છે."

"પણ છતાં," ભીમસેન જરા કચવાતો બોલ્યો. "આપણે વારંવાર સંધિની વાતો કર્યા કરીએ છીએ એટલે કૌરવો આપણને બાયલા ગણે છે."

"પણ પેલો શકુનિ તો આપણને હસ્યા જ કરે છે." દ્રોપદી બોલી.

"શકુનિ ભીમસેનને બાયલો ગણે એ જ બરાબર છે." શ્રીકૃષ્ણે કહ્યું. "શકુનિ જેવા પરાક્રમીની નજરે ભીમને બાયલો જ ગણવો જોઈએ."

"તો ત્યારે ભલે એક વાર શ્રીકૃષ્ણ હસ્તિનાપુર જઈ આવે." અર્જુને અભિપ્રાય આપ્યો.

"મને તો એ તદ્દન નકામું લાગે છે." ભીમસેને કહ્યું. "ત્યાં કોઈ શ્રીકૃષ્ણનું કહેવું સાંભળવાનું નથી. ઊલટા એ લોકો શ્રીકૃષ્ણની નિંદા કરશે."

"છતાં એક વાર શ્રીકૃષ્ણને જવા તો દઈએ જ." અર્જુન બોલ્યો. "આપણી આખી હકીકત સમગ્ર કુરુકુળ પાસે ખરા સ્વરૂપમાં હજી રજૂ થઈ જ નથી. મહા-

રાજ શ્રીકૃષ્ણ હસ્તિનાપુરના દરબારમાં જઈને તેનો ઘોષ કરશે અને કૌરવો સંધિ કે મોત બેમાંથી શું પસંદ કરે છે તે નક્કી કરશે."

"એટલું જ નહિ," શ્રીકૃષ્ણ બોલ્યા. "હું તો આખી દુનિયાના દરબારમાં પાંડવોનો હક્ક જાહેર કરીશ અને કૌરવોને તેમના નગ્ન સ્વરૂપમાં દુનિયા પાસે ખડા કરીશ. ભીમસેન ! હું હસ્તિનાપુર જવાની વાત કરું છું તે એકલા તમ પાંચ ભાઈઓ માટે જ છે એમ ન સમજ. તમારા પાંડવકૌરવોના આ ઝગડામાં હું સમગ્ર જગતનો ઝગડો દેખું છું. હસ્તિનાપુરમાં જઈને હું જો પાંડવકૌરવોનું સમાધાન કરાવી શકું તો આખા જગતમાં જે અશાંતિ અને વેરઝેર ઊછળી રહ્યાં છે તેનો પણ ઉકેલ આવે તેમ છે. એટલા માટે જ હસ્તિનાપુર જવાનો હું આગ્રહ રાખું છું. તમારો પ્રશ્ન આજે એક રીતે વિશ્વપ્રશ્ન જેવો બની ગયો છે."

"તો આપ જરૂર પધારો." યુધિષ્ઠિર બોલ્યા.

"પણ જોજો હો, દુર્યોધનથી ભોળવાઈ ન જતા!" દ્રૌપદી બોલી.

"દુઃશાસનને સ્પષ્ટ જણાવી દેજો કે આ ભીમની ગદા તેના લોહીની તરસી છે." ભીમસેન બોલ્યો.

"હું જાઉં છું એ તો જેઓ લોહીતરસ્યાં હોય તેમની તરસ લોહી વિના કેમ છીપે તે શોધવા માટે." શ્રીકૃષ્ણ બોલ્યા. "દ્રૌપદી ! કૌરવો મને ભોળવી શકે

એવી શંકા શા માટે રાખો છો? પાંડવોનો હક્ક દીવા જેવો સ્પષ્ટ છે. હું સંધિ ઇચ્છું છું; સમાધાન કરવા માટે હું પૂરતો પ્રયત્ન કરીશ. પણ એ સમાધાન તમને શોભે એવું કરીશ એની ખાતરી રાખજો. પાંડવોના કપાળમાં કાયમનું ગુલામીખત લખાવી લાવીશ એમ ન માનતા. એવો વિકટ પ્રસંગ આવશે ત્યારે તો મારા પોતાના લોહીથી હું પાંડવોના હક્કનો અમર લેખ લખીશ-જે હક્કને પાંડવો પાસેથી ઇશ્વર સુદ્ધાં છીનવી શકે તેમ નથી. હવે થયું?"

"આપનામાં અમને સંપૂર્ણ શ્રદ્ધા છે." અર્જુન બોલ્યો.

"આપના હાથમાં અમે સલામત છીએ." નકુળ બોલ્યો.

"હું તો દાઝની મારી બોલું છું; પણ આપનામાં મને તલભાર ઓછો વિશ્વાસ નથી." દ્રૌપદી બોલી.

"આપ અમારા સુકાની છો. આપ જે કાંઈ કરી લાવો તે અમારે મંજૂર છે." યુધિષ્ઠિર બોલ્યા.

"તો ત્યારે હું જાઉં છું. અર્જુન! હું સમજું છું કે કૌરવો સમજવાના નથી. કૌરવો પોતાના અભિમાનમાં ચકચૂર છે એ મારા બરાબર ખ્યાલમાં છે. 'લડાઈ થશે તો પાંડવોનો કચ્ચરઘાણ કાઢી નાખશું.' એવો તેમને ખ્યાલ છે. તમારા છુપાયલા બળનું તેમને ભાન નથી; છતાં હું તેમને ચેતવીશ, અત્યંત વિનયથી પણ મક્કમ-

તાથી હું તમારી માગણી રજૂ કરીશ અને પાંડવો તથા કૌરવો સંપથી એકબીજા સાથે રહી શકે તેમ કરીશ-કરવાનો પ્રયત્ન કરીશ. પણ....પરિણામ ઈશ્વરને હાથ છે. છતાં એક વાત તો સ્પષ્ટ છે. આજે કેટલાયે રાજાઓ માની રહ્યા છે કે પાંડવોના દુરાગ્રહને લીધે સમાધાન થતું નથી તેમની આંખ ઊઘડશે; અને આવા રાજાઓના દિલમાં કૌરવોનું સ્થાન રહ્યું હશે તે પણ ખાલી થશે. દ્રૌપદી ! રજા લઉં છું."

"ભલે, સિધાવો."



# સમાધાન કે યુદ્ધ?

"મહારાજ ધૃતરાષ્ટ્ર!" કૌરવસભાની અસાધારણ શાંતિને ચીરતા શ્રીકૃષ્ણ બોલ્યા. "હું પાંડવો પાસેથી સમાધાન લઈને આવ્યો છું. તમે સમાધાનને સ્વીકારો અને કૌરવોનું તેમ જ પાંડવોનું કલ્યાણ સાધો, એવી મારી આગ્રહભરી વિનતિ છે. મહારાજ! તમે આજે આપણા કુરુકુળના વડીલ છો; પાંડુ મહારાજ ગયા પછી પાંડવોના હિતની જવાબદારી તમે પોતે લીધી છે. શાંતનુ મહારાજના આ તખ્ત પર પાંડવોનો હક્ક છે તેનો કોઈ ઇનકાર કરી શકે તેમ નથી એ આપ સમજો છો. હજી આપની પડખે આ પિતામહ અને દ્રોણ જેવા બેઠા છે ત્યાં સુધી શાંતનુ મહારાજનું પુણ્ય પરવાર્યું નથી એમ અમે સૌ માનીએ છીએ. આપ વિચાર કરીને પાંડવોના હક્કને સ્વીકારો એટલે એકલા કુરુકુળનું જ નહિ, પણ સમગ્ર માનવસમાજનું કલ્યાણ થાય!"

શ્રીકૃષ્ણ આસન પર બેઠા એટલે પિતામહ બોલવા

ઊભા થયા. "ધૃતરાષ્ટ્ર!" ભીષ્મ બોલ્યા. "શ્રીકૃષ્ણ કહે છે તે યથાર્થ છે. પાંડવોની સાથે દુર્યોધન સમાધાન કરશે તો ભીમ અને અર્જુન દુર્યોધનની કીર્તિને આખાય જગતમાં ફેલાવશે, અને જગત તમારે ચરણે આવશે. બેટા દુર્યોધન! તું સમજ. આજ સુધી સમાધાનની ઘણી ઘણી વાતો થઈ અને ભાંગી પડી. આજે તો ખુદ શ્રીકૃષ્ણ આવ્યા છે; શ્રીકૃષ્ણ આજે આપણી દુનિયાના અજોડ યુગપુરુષ છે આપણે નરી આંખે જોઈ ન શકીએ એવાં કાળનાં નાનાં મોટાં તમામ બળોને એ જોઈ શકે છે, અને એ બળોનાં પરિણામો તેમને અંતરમાં સૂઝી આવે છે. જે માણસ પોતાની નાનીશી અક્કલની ગણતરીને બાજુ પર મૂકી આ મહાપુરુષની ઇચ્છાને માન આપશે તેનું જીવ્યું ધન્ય થઇ જશે. બેટા! આ શ્રીકૃષ્ણ પોતાના હાથમાં જગત માટે શાંતિ લાવ્યા છે એમ સમજ, અને એ શાંતિને વધાવી લે. મારા જેવા બુઢિયાના બોલવામાં સાર નથી એમ ન માનતો."

ભીષ્મ બોલીને બેઠા એટલે ધૃતરાષ્ટ્રે પોતાનું મોં દુર્યોધન તરફ વાળ્યું અને કહ્યું: "બાપ દુર્યોધન! શ્રીકૃષ્ણને અને પિતામહને જવાબ આપ. એ બંને આપણા કલ્યાણની વાત કરે છે. મારે તો તમે અને પાંડવો બંને સરખા છો; ભાઈ પાંડુ ચાલ્યો ગયો અને આ ઉપાધિ મારા માટે મૂકતો ગયો."

ધૃતરાષ્ટ્રે પૂરું કર્યું ન કર્યું ત્યાં તો ફૂંફાડા મારતો

દુર્યોધન ઊઠ્યો. "મહારાજ ધૃતરાષ્ટ્ર ! મેં તો ક્યારનો વિચાર કરી લીધો છે, અને જવાબ પણ ક્યારનો આપી દીધો છે. મારા જેવા આદમીને ઘડી ઘડી વિચાર કરવાનું અને ઘડી ઘડી જવાબ આપવાનું હોતું નથી. એ પ્રમાણે કરવા બેસું તો મારૂં હસ્તિનાપુરનું રાજ્ય એક દિવસ પણ ન ચાલે. આ શ્રીકૃષ્ણ પાંડવોના સગા છે અને અર્જુનના મિત્ર છે માટે આવ્યા છે. એ યુગપુરુષ હોય અને એમને જગતની શાંતિની પડી હોય એમ કોઈએ માનવાની જરૂર નથી. ભીષ્મ જેવા ઘરડા લોકો એમ ભલે માન્યા કરે; એ જો એમ ન માને તો એમનું ઘડપણ એમને બહુ બોજારૂપ થાય. આ સભામાં બેઠેલા જુવાનિયાઓને પૂછો તો જણાશે કે ભીષ્મ, દ્રોણ, વિકર્ણ વગેરે પાગલ લોકો છે અને એમના કહેવા પ્રમાણે ચાલવામાં મોટું જોખમ છે. શ્રીકૃષ્ણ ! તમે ધૃતરાષ્ટ્રને ઠીક ફૂલ ચડાવ્યાં; પણ આ દુર્યોધને હજી પોતાની બુદ્ધિ વેચી નથી. આ તખ્ત પર પાંડવોનો હક્ક સાબિત કરવા માટે કુરુક્ષેત્રના મેદાન પર લોહીથી લેખો લખવા પડશે. હા, હજીયે તમે અમને વીનવો અને અમે કંઈક આપીએ એ જુદી વાત છે. પણ શ્રીકૃષ્ણ ! તમે તો વિદુરકાકાને ત્યાં ઉતારો કરીને ગણેશ જ ઊંધા માંડ્યા. તમારી આ ડાહી ડાહી વાતો મને ભોળવી નહિ શકે, સમજ્યા ? તમારૂં સમાધાન અને તમારી શાંતિ જેમ લાવ્યા છો તેમ જ પાછાં લઈ જાઓ. યુધિષ્ઠિરને કહેજો કે વહેલા વહેલા રણ-

મેદાનમાં પહોંચી જાય. હવે તો કુરુક્ષેત્ર જે નિર્ણય લાવે તે જ દુર્યોધનનો નિર્ણય સમજી લેવો. "

દુર્યોધનનાં આ વચનોને કર્ણે અને શકુનિએ હર્ષથી વધાવી લીધાં. શ્રીકૃષ્ણે આખી સભા તરફ એક નજર નાખી અને ઊભા થઈને બોલ્યા: " દુર્યોધન! તારા દિલની વાત તું આટલી બધી સ્પષ્ટતાથી મને કહી દે છે તેથી હું બહુ રાજી થાઉં છું. પણ બીજી રીતે મને ભારે ખેદ થાય છે. તમને સૌને હું કાળથી ઘેરાયેલા દેખું છું. આ ભીષ્મ કહે છે તેવો મોટો માણસ હું નથી; તમારા સૌના જેવો હું પણ મારી માતાના ઉદરમાં પાકેલો એક સામાન્ય માનવી છું. પણ મારા સમાધાનનો તિરસ્કાર કરીને તેમ જ પાંડવોને યુદ્ધનું આમંત્રણ આપીને તમે સૌ યમરાજની દાઢમાં હાથ નાખો છો એમ મને દેખાય છે. દુર્યોધન! સાચું કહું છું. આજે પાંડવોની સાથે સમાધાન કરીશ તો ગીઠાં પાણી રહેશે; પાંડવો આજ સુધીનું તમામ દુ:ખ ભૂલી જશે અને પાંડવો તથા કૌરવો સાથે મળીને ધરતીને દુ:ભવશે.

પાંડવોએ આજ સુધી ઘણું વેઠયું છે. આજે પોતાના કાકા ધૃતરાષ્ટ્ર પાસે તેઓ નમ્રતાથી પોતાનો હક્ક માગે છે. તેં આજ સુધી એકલે હાથે રાજ્ય કર્યું છે એટલે તે છોડતાં તારું હૈયું નથી ચાલતું તેનાં આ બધાં વલખાં છે. પણ દુર્યોધન! બીજાના ન્યાયની હકો છીનવી લેવાથી કોઈ સમૃદ્ધ થયું નથી અને થઈ શકે પણ નહિ. દુર્યોધન!

પાંડવોએ આજ સુધી તારો અધર્મ સાંખ્યો તેથી તું તેમને નમાલા ગણતો હો તો તું ભીંત ભૂલે છે. પાંડવો જો અજાતશત્રુ યુધિષ્ઠિરની આજ્ઞા માનતા ન હોત તો તો તું ક્યારનો આ રાજ્ય ગુમાવી બેઠો હોત. તું સમગ્ર ભારતની સેનાને તારા પક્ષમાં એકઠી કરે તો પણ તેને ઘડીના છઠ્ઠા ભાગમાં ઉડાવી દેવા ભીમ અને અર્જુન સમર્થ છે એમ સમજી લેજે. પણ દુર્યોધન! ઘડીભર માન કે પાંડવો બાપડા નિર્બળ છે એટલે તને હરાવી ન શકે; ઘડીભર એમ માન કે કુરુક્ષેત્રના યુદ્ધમાં પાંડવો હાર્યા અને દુર્યોધનનો ડંકો વાગ્યો. પણ ધૃતરાષ્ટ્રના પુત્ર! આ ડંકો પોલો સમજજે. જગતની નિયામકસત્તા તારો આવો અધર્મ સાંખી નહિ શકે. પાંડવો પોતે નહિ તો જગતના કોઈ પણ એકાદ ખૂણામાંથી અન્ય કોઈ અવશ્ય જાગશે અને તારા હાથમાંથી આ સામ્રાજ્ય ઝૂંટવી લેશે. જગતનો આ સનાતન નિયમ છે. મહારાજ ધૃતરાષ્ટ્ર! તમારો પુત્ર દુર્યોધન વેગથી આખા કુરુકુળને કાળ તરફ ઘસડી રહ્યો છે તેને વારો, અને ન માને તો તેને બંધનમાં રાખો. આજે એની બુદ્ધિ બગડી છે; એણે સારાસારનો વિવેક ગુમાવ્યો છે. સમગ્ર ભારતના બ્રાહ્મણો અને ઋષિમુનિઓ આજે એક જબરદસ્ત સંહારનાં ચિહ્નો જોઈ રહ્યા છે. આ સંહારને હજીયે અટકાવવો તમારા હાથમાં છે. પ્રભુ તમને આ સંહારને અટકાવવાનો શુભ આગ્રહ આપો.”

શ્રીકૃષ્ણ આ પ્રમાણે બોલીને બેઠા એટલે આખી

સભામાં એક પ્રકારનો ઝીણો ઝીણો અવાજ શરૂ થઈ ગયો. એક બાજુ દુર્યોધન અને તેની ચંડાળચોકડી અંદર અંદર ગુસપુસ વાતો કરવા લાગ્યા; એક બાજુ હસ્તિનાપુરનું મહાજનમંડળ આ સમાધાન દુર્યોધન શી રીતે સ્વીકારે તેના વિચારમાં પડયું; એક બાજુ દુર્યોધનના ક્ષત્રિયમિત્રો મૂછો પર હાથ નાખતા શ્રીકૃષ્ણની મશ્કરી કરતા હોય તેમ તેમના ચાળા પાડવા લાગ્યા; એક તરફ ભીષ્મ, દ્રોણ અને વિકર્ણ દુર્યોધનને કેદ કરવો જોઈએ એવી વિચારણા ચલાવવા લાગ્યા; એક બાજુ બ્રાહ્મણો અને ઋષિમુનિઓ શ્રીકૃષ્ણનું સમાધાન નિષ્ફળ જશે એવી ચિંતાથી દિલગીર થવા લાગ્યા.

એવામાં સાત્યકિ શ્રીકૃષ્ણના સિંહાસન પાસે આવ્યો અને તેમના કાનમાં કંઈક કહેવા લાગ્યો. આખી સભાનું ધ્યાન સાત્યકિ અને શ્રીકૃષ્ણ તરફ ખેંચાયું. શ્રીકૃષ્ણ સુંદર હાસ્ય કરીને બોલ્યાઃ "મહારાજ ધૃતરાષ્ટ્ર ! આ સાત્યકિ મને શુભ સમાચાર આપે છે. તમારો પુત્ર અને તમારો સાળો શકુનિ મને કેદ કરવાના વિચારો ચલાવી રહ્યા છે તેથી બિચારો સાત્યકિ મૂંઝાય છે, અને ઉતાવળો થાય છે. પણ સાત્યકિને ખબર નથી કે શ્રીકૃષ્ણને કેદ કરવો એ દુર્યોધન માને છે તેટલું સહેલું નથી. દુર્યોધન ! તું કોને કેદ કરીશ ? તું શ્રીકૃષ્ણને કેદ કરી શકે, તું ભીમને કેદ કરી શકે, તું અર્જુનને કેદ કરી શકે, તું કદાચ પાંડવોના લાખ બે લાખ મિત્રોને કેદ કરી શકે; પણ

તારી સામે આખી જનતામાં જે અસંતોષ આજે ઊભો થયો છે તેને તું કેદ કરી શકવાનો નથી. તારે મને કેદ શા માટે કરવો છે ? મને તો તું ધાર તો ઠાર કરી શકે છે; પાંડવોનો પણ તું વધ કરાવી શકે છે. પણ એથી એમ ન સમજતો કે હસ્તિનાપુરનું રાજ્ય આખું તારે ઘેર રહ્યું; કારણ કે તારા રાજ્યના પાયા અંદરથી ખવાઈ ગયા છે. તું એમ ધારે છે કે તારું રાજ્ય આ બેઠેલા ક્ષત્રિયોની તલવારની અણી પર નિર્ભર છે; પણ એમ માનનારો માણસ મૂર્ખ છે. રાજ્ય તો લોકોના દિલ પર નિર્ભર છે. તારું આ મહાજન જીભથી ભલે બોલતું ન હોય, પણ એમનાં અંતર વાંચતાં મને તો લાગે છે કે એમના દિલમાંથી તારું શાસન ઊઠયું છે. અને જે રાજાનું રાજ્ય લોકોના દિલમાંથી ઊઠયું, તે રાજ્યને શસ્ત્રાસ્ત્રોનો ગમે તેટલો આધાર આપો તો પણ તે ટકી શકતું નથી. ઘણી વાર એવા રાજ્યને તોડી પાડવામાં એક નાનીશી કાંકરી પણ બસ થઈ પડે છે. દુર્યોધન ! તમારી પાસે આવ્યો છું તે માત્ર વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ તરીકે નહિ પણ તમારા મોટા અધર્મની સામે આખા ભારતવર્ષમાં આજે જે મૂંગું મૂંગું બંડ સળગી રહ્યું છે તે બંડને વ્યક્ત કરનાર એક વ્યક્તિ તરીકે. મને કેદ કરશો તો પણ આ બંડના વિરાટ સ્વરૂપને તમે શું કરવાના હતા ? મને તો દુર્યોધનની મૂર્ખાઈ પર હસવું આવે છે. દુર્યોધન બિચારો સમજતો નથી કે પોતાનું રાજ્ય ટકાવવાના જે જે ઉપાયો એ લે છે, તે તે ઉપાયો,

જ ઊલટા રાજ્યના પાયામાં ઘા મારે છે, અને પાંડવો તરફ લોકોનો પક્ષપાત ઊભો કરે છે. મહારાજ ધૃતરાષ્ટ્ર! હજી ચેતો. ચેતવાનો હજી પણ અવસર છે. આ ભીષ્મને પૂછો. મેં તો પાંડવોને જણાવી પણ દીધું છે કે તમને હું માત્ર પાંચ ગામો લાવી આપીશ તો પણ તમારે સંતોષ માનવો પડશે. ”

એટલું બોલીને શ્રીકૃષ્ણ બેઠા. સભા આખી ઘડીભર તો વિચારમાં પડી ગઈ અને સૌ એકબીજાના મોં સામું જોવા લાગ્યા. એવામાં ભીષ્મ ઊઠ્યા: “ બેટા દુર્યોધન! આ શ્રીકૃષ્ણ ઠીક કહે છે. શ્રીકૃષ્ણને કેદ કરવાનો વિચાર તને ક્યાંથી આવ્યો ? આ દુષ્ટ શકુનિને ધૃતરાષ્ટ્ર હસ્તિનાપુરમાંથી બહાર નહિ કાઢે ત્યાં સુધી આપણું કલ્યાણ થવાનું જ નથી. દુર્યોધન સમજી જા. પાંચ ગામો આપવામાં તને શું ઓછું થઈ જવાનું છે ? સમજ, અને બધાના આશીર્વાદ લે. ”

ભીષ્મને જવાબ આપતો દુર્યોધન બોલ્યો: “ પિતામહ! હવે હું નાનો નથી. હું બધું સમજું છું. હું શકુનિમામાના કહેવા પર ચાલું છું એમ આપ ન માનો. છેવટ પાંડવોને પાંચ જ ગામો આપવાનું શ્રીકૃષ્ણ કહે છે, પણ અર્ધું રાજ્ય કે પાંચ ગામ—કશું હું તેમને આપવાનો નથી. તમે તો પાંચ ગામની વાત કરો છો પણ સોયની અણી ઊભી રહે તેટલી જગ્યા પણ દુર્યોધન તેમને આપવાનો નથી. હવે થયું ? મને વારંવાર આવી ટકટક ગમતી

નથી: પાંડવો પાંચ ગામ શા માટે, આખું હસ્તિનાપુરનું રાજ્ય અને સાથે સાથે ત્રૈલોક્યનું રાજ્ય પણ લે—પણ તે કુરુક્ષેત્રના મેદાનમાં, હસ્તિનાપુરના સભાગૃહમાં નહિ. શ્રીકૃષ્ણ ! તમે જાઓ, તમારો જવાબ તમને મળી ગયો છે.”

આટલું બોલી મૂછને આમળતો દુર્યોધન પોતાના આસન ઉપર બેઠો એટલે શ્રીકૃષ્ણ બોલવા ઊભા થયા. “ મહારાજ ધૃતરાષ્ટ્ર, પિતામહ, આચાર્ય, કુરુકુળના પુત્રો અને સભાજનો ! હું પાંડવો પાસેથી સમાધાન લઈને આવ્યો હતો અને તમારી પાસેથી યુદ્ધ લઈને જાઉં છું. તમારી આ લડતને કુંતીના પુત્રો વધાવી લેશે એમાં મને શંકા નથી. હું તમારી પાસે આવતો હતો ત્યારે જ પાંડવો મને કહેતા હતા કે નાહક પાણી શા માટે વલોવો છો ? પણ આવાં પાણી વલોવવામાંય મારા જેવાને તો શાંતિ રહે છે. સમાધાનનો છેલ્લામાં છેલ્લો પ્રયત્ન મેં કરી લીધો એટલે મારૂં હૈયું હળવું થયું છે. હવે પછી શું થવાનું છે તે તો ઈશ્વરને હાથ છે. મને તો લાગે છે કે તમે બધા વેગભર વિનાશ તરફ દોડી રહ્યા છો; તેથી જ મારી વાત તમારે ગળે ઊતરતી નથી. કાળની મરજી એવી છે એમ માની હું વિરમું છું. દુર્યોધન ! આજે તો જાઉં છું. તને તો ખબર છે કે આ લડાઈમાં મારે તો હાથમાં શસ્ત્ર પણ લેવું નથી. પણ મારા વચનો તને લડાઈ વખતે સાચાં લાગશે, અને આજે જે નથી સમજાતું તે રણમેદાનમાં સમજાશે. પ્રભુ જગતનું કલ્યાણ કરો.”

એટલું બોલી શ્રીકૃષ્ણ ધૃતરાષ્ટ્રની વિદાય લઈને ચાલવા લાગ્યા. ધૃતરાષ્ટ્રે સિંહાસન પરથી ઊભા થતાં થતાં કહ્યું: " શ્રીકૃષ્ણ તમારી વાત તો સાવ સાચી છે; પણ દુર્યોધન મારું માનતો નથી એટલે શું કરું ? તમારા આશીર્વાદથી બધાં સારાં વાનાં થશે. "

શ્રીકૃષ્ણ સભામાંથી બહાર નીકળી રથમાં બેઠા. અને દારુકે રથને હાંકી મૂક્યો.



## અર્જુનનો ઉકેલ

"પાંચાલી!" છાવણીના એક તંબુ બહાર આંટા મારતો અર્જુન બોલ્યો. "મને તો આજે નવું જીવતર મળ્યું છે. ગઈ કાલ રાતનો અર્જુન ને અત્યારે તમારી સાથે વાત કરી રહ્યો છે એ અર્જુન બંને, ઉપરથી એક જ દેખાતા છતાં જુદા છે એમ નક્કી માનજો."

"વહાલા અર્જુન!" દ્રૌપદી બોલી. "તમને એવું તે શું થઈ ગયું કે શરીરે પરસેવાના રેલેરેલા વળ્યા, આંખે અંધારાં આવ્યાં, ચામડી બળવા લાગી અને ગાંડીવ હાથમાંથી સરી જવા માંડ્યું? જે લોકોને યુદ્ધને મોખરે ઊભા રહીને આવું થઈ આવે તેમની વીરમાં ગણના થઈ શકે ખરી?"

"પાંચાલી!" અર્જુન હસતો હસતો બોલ્યો. "એ રીતે તો હું સાવ નામર્દ! જરૂર. પણ ધૃષ્ટદ્યુમ્નનાં બહેન! યાદ રાખજો કે રણને મોખરે ઊભા રહેનારા બધા શૂરવીર જ હોતા નથી. કેટલાય શૂરવીર ગણાતા પુરુષોના ટાંગા

તેમના પોષાકની અંદર થરથરતા હોય છે. એ તો શંખ, ભેરી વગેરેના નાદમાં ચકચૂર થઈને બિચારા લડે છે એટલે જગતનો અંધારપિછોડો તેમને બચાવી લે છે. પણ દેવી! વીર ગણો કે નામર્દ ગણો, પણ હું તો મૂઢ બની ગયો."

"અને શ્રીકૃષ્ણ ન હોત તો એક ઘડીમાં ભીષ્મ-પિતામહ તમારું માથું ઉતારી લેત! અને આખાય યુદ્ધનો અંત આવત." દ્રૌપદી બોલી.

"જરૂર." અર્જુને કહ્યું. "પણ ઈશ્વરની મરજી અન્યથા હશે. મને પોતાને ખબર નથી કે હું દ્વારકા ગયો ત્યારે શસ્ત્ર વિનાના એકલા શ્રીકૃષ્ણ અને તેમની આખી સેના એ બેમાંથી મેં શ્રીકૃષ્ણને શા માટે પસંદ કર્યા; મને પોતાને ખબર નથી કે ઈશ્વરના કયા સંકેતને અનુસરી મેં શ્રીકૃષ્ણને મારા સારથિ બનાવ્યા. દેવી! મને લાગે છે કે આ બધાની પાછળ પરમેશ્વરનો કોઈ દૈવી સંકેત છે. પણ આવો સંકેત ન હોય તો પણ મને તો આજે નવો અવતાર આવ્યો છે એમાં શક નથી."

"એમ તો તમારા કેટલાયે અવતારો થઈ ગયા." દ્રૌપદી બોલી. "તમારા એક જીવનમાં પાપી દુર્યોધને તમને કેટલાયે જીવન જિવાડ્યાં."

"એમાં ફેર છે." અર્જુને કહ્યું "એ તો માનવીના જીવનમાં છાંપાતડકા સૌને આવે. પણ આજે તો મારી રૂંવાટી આખી બદલી નાખે એવો પ્રસંગ પ્રાપ્ત થયો. હજી બાર કલાક વીતી ગયા પછી પણ જ્યારે એ અંબારૂં

હ્યું ત્યારે હિમાલયના ઊંચામાં ઊંચા શિખર પરથી પરમાત્માનો ભેદી અવાજ આવતો હોય એવા એ શબ્દો મારા અંતર પર અથડાયા જ કરે છે, અને કુરુક્ષેત્રના મેદાન પર ઊભેલા મને ક્યાંનો ક્યાં લઈ જાય છે."

"પણ વહાલા અર્જુન!" દ્રૌપદીએ પૂછ્યું. "મને એ નથી સમજાતું. શ્રીકૃષ્ણ બધી બાબતોમાં તો નિપુણ છે; પણ ધર્મમાંયે નિપુણ? એમણે ધર્મશાસ્ત્રનો ક્યાંય અભ્યાસ કર્યો હોય એમ મેં જાણ્યું નથી."

"એ જ ખુબી છે." અર્જુન બોલ્યો. "ધર્મશાસ્ત્રનાં થોથાં વાંચે એ તો એ થોથાંના અક્ષરોમાં જ ગૂંચવાઈ જાય; આ શાસ્ત્રોનાં જંગલો એવાં ગીચ હોય છે કે એક વાર અંદર રસ્તો ભૂલ્યા પછી ઠેકાણે આવવું જ મુશ્કેલ! શ્રીકૃષ્ણ જેવા પુરુષો શાસ્ત્રોને વાંચતા નથી પણ ધર્મશાસ્ત્રો પોતે જ એવા પુરુષોના જીવનમાંથી ઉદ્‌ભવે છે."

"ત્યારે શ્રીકૃષ્ણે આ યુદ્ધ કરવું જ જોઈએ એમ તમને સમજાવ્યા?" દ્રૌપદીએ પૂછ્યું.

"એમ નહિ." અર્જુન બોલ્યો. "એમણે તો કહ્યું કે તું હજી યુદ્ધનો જ અધિકારી છે માટે યુદ્ધમાંથી નાસી જવાની અને માગીભીખીને રોટલો ખાવાની વાતો કરે છે તે બધી ખોટી છે."

"એમ કહ્યું?" દ્રૌપદી રાજી થતી બોલી. "ઠીક કહ્યું મારા વીરા શ્રીકૃષ્ણ! મહારાજને પણ આ વાત કરજો

એટલે એ વારંવાર સંન્યાસની વાતો કરે છે તે કરતા બંધ થાય."

"દ્રૌપદી!" અર્જુન બોલ્યો. "શ્રીકૃષ્ણે યુદ્ધ કરવાનું કહ્યું પણ તમે કહો છો તે રીતે નહિ. તમે તો કૌરવોનું વેર લેવા યુદ્ધનો આગ્રહ કરો છો; શ્રીકૃષ્ણે તો નિષ્કામ કર્મની દૃષ્ટિથી યુદ્ધ કરવાનું મને કહ્યું છે."

"એ નિષ્કામબિષ્કામમાં હું ન સમજું." દ્રૌપદી બોલી. "હું તો કૌરવોને તમારે મારવા જોઈએ એટલું જ સમજું."

"પણ એ જ મોટો તફાવત છે ના?" અર્જુન બોલ્યો. "એકની એક ક્રિયા એક માણસ રાગથી કરે એમાં એને બંધન થાય; અને એ જ ક્રિયા બીજો આદમી રાગદ્વેષ વિના ધર્મ તરીકે કરે એટલે એના કલ્યાણમાં મદદરૂપ થાય."

"ત્યારે શ્રીકૃષ્ણ તો મોટા ધર્માચારી, કેમ?" દ્રૌપદી બોલી.

"દ્રૌપદી! ભૂલો છો." અર્જુન બોલ્યો. "આપણે શ્રીકૃષ્ણને ઓળખ્યા જ નથી, એમ નહિ? દેવી! વ્રજની ગોપીઓને પૂછશો તો કહેશે કે અમારો એ બાલકૃષ્ણ તો બાળકોના જેવો નિર્દોષ અને પ્રેમની મૂર્તિ છે; હજી આજે પણ યમુનાના તીર પર એની મુરલીને ગોપીઓ સાંભળે છે અને ઘડીભર અંતરમાં ઊંડે ઊતરીને જ્ઞાનનો સ્વાદ લે છે. ચાણૂર જેવા મલ્લને પૂછશો તો તે કહેશે કે

શ્રીકૃષ્ણ તો બડા મલ્લ છે. મારી જેવાને જો પૂછો તો કહું કે ખાંડવવનનો દાહ કરીને ત્યાં નવી વસાહત ઊભી કરવામાં શ્રીકૃષ્ણ મારા અજોડ સાથી હતા. આ દુર્યોધનને અને શકુનિને પૂછશો તો કહેશે કે શ્રીકૃષ્ણ જબરા રાજખટપટી છે અને કોઈના હાથમાં આવે તેવા નથી. વિદુરકાકાને પૂછો તો કહેશે કે શ્રીકૃષ્ણ તો સાક્ષાત્ પ્રભુનો જ અવતાર છે. વ્યાસ ભગવાન જેવાને પૂછશો તો કહેશે કે શ્રીકૃષ્ણ આપણા યુગપુરુષ છે. પાંચાલી ! શ્રીકૃષ્ણ આ બધુંય છે અને એથી ઘણુંય વધારે છે, એમ મેં આજે જોઈ લીધું."

"તમને એ શી ખબર પડી ?" દ્રૌપદીએ પૂછ્યું.

"દ્રૌપદી ! શી વાત કરૂં ?" અર્જુન બોલ્યો. "મારા જીવનની કોઈથી ન ઉકેલી શકાય એવી કેટલીયે ગૂંચો શ્રીકૃષ્ણે આજે સપાટાબંધ ઉકેલી નાખી. હિમાલયમાં તપ કરવા ગયો હતો ત્યાં કેટલાયે ઋષિમુનિઓના આશ્રમોમાં હું રહ્યો છું. અને યોગની, કર્મની અને અકર્મની, જ્ઞાનની અને ભક્તિની, અનેક વાતો સાંભળી છે. પણ આ બધી વાતો મને અરણ્ય જેવી હતી તે આજે સ્પષ્ટ થઈ ગઈ. શી એમની ખૂબી ! કેમ જાણે પર્વત પરથી ગંગાનો ધોધ પડતો હોય, એવો સ્પષ્ટ અને સ્વચ્છ તેમનો ઉપદેશ ! જેટલી સ્પષ્ટતાથી હું પાંચાલીને દેખું છું એટલી જ સ્પષ્ટતાથી શ્રીકૃષ્ણે મને ધર્મનું આજે દર્શન કરાવ્યું ! આપણા દેશમાં જુદા જુદા ધર્મવાળાઓ

પોતપોતાના વાડા બાંધીને જે દુરાગ્રહો ઊભા કરે છે તેનો નિકાલ તો શ્રીકૃષ્ણની પાસે જ છે."

"શ્રીકૃષ્ણ પોતે સાંખ્યમાં માને છે કે યોગમાં? તેમના કહેવા પ્રમાણે જ્ઞાન સાચું કે ભક્તિ?" દ્રૌપદી બોલી.

"દ્રૌપદી! અર્જુન બોલ્યો. "તમારા પ્રશ્નથી મને હસવું આવે છે તો માફ કરજો. એ તો સાંખ્યમાંય નથી માનતા, યોગમાંયે નથી માનતા, જ્ઞાનમાંયે નથી માનતા અને ભક્તિમાંયે નથી માનતા. એ પોતે માને છે ફક્ત એક પરમાત્મામાં. પછી સાંખ્ય પરમાત્મા તરફ લઈ જતું હોય તો સાંખ્યને માને, અને ન લઈ જતું હોય તો ન માને; યોગ પરમાત્મા તરફ લઈ જતો હોય તો યોગને માને, અને ન લઈ જતો હોય તો ન માને; એવું જ જ્ઞાનનું અને ભક્તિનું. એને આપણા સાંખ્યયોગના ઝઘડા સાથે કશી લેવાદેવા નથી; એને તો પરમાત્મા સાથે લેવાદેવા છે. હું પણ આ સાંખ્ય અને આ યોગ, આ કર્મ અને આ જ્ઞાન, એમ કૂટયા કરતો હતો પણ શ્રીકૃષ્ણે મારો બધો ભ્રમ ભાંગી નાખ્યો છે."

"ત્યારે શ્રીકૃષ્ણે તમને તેનો પોતાનો નવો ધર્મ શીખવ્યો?" દ્રૌપદી બોલી.

"એને નવો ધર્મ છે જ નહિ. એ તો જે કરે છે તે બોલે છે; અને બોલે છે ત્યારે આત્માના ઊંડાણમાંથી બોલે છે. દ્રૌપદી! સાચું કહું? એમણે તો મને સાંખ્ય, યોગ વગેરે પર એક માનવધર્મની ઝાંખી કરાવી છે; અને

મારી આંખના પડળ દૂર થયા છે. એટલા જ માટે હું તો શ્રીકૃષ્ણને યોગેશ્વર કહું છું."

"એમના આ માનવધર્મની ખાસ ખૂબી કહેશો?" દ્રૌપદીએ પૂછ્યું.

"એની ખાસ ખૂબી એક જ."

"શી?"

"ધર્મને વળગતાં પરમાત્માનું ખૂન થાય ત્યાં ધર્મનો પણ ત્યાગ કરવો." અર્જુને ખુલાસો આપ્યો. "મને હજી સવારે જ શ્રીકૃષ્ણ કહેતા હતા કે અર્જુન! તું સર્વ ધર્મોનો ત્યાગ કરીને એક પરમાત્માને જ પકડ. આનું નામ માનવધર્મ. જે ધર્મ માણસ માણસને ભાઈ ગણતાં શીખવવાને બદલે માણસ માણસને દુશ્મન બનાવે તે ધર્મ જ નથી. આપણા સાંખ્યયોગવાળા, આપણા કર્મજ્ઞાનવાળા, આપણા સેશ્વર-નિરીશ્વરવાદીઓ આજે ભલે લડી લે. ધર્મને નામે લડનારનો એમ કદી વિજય નથી. દુનિયામાં અનેક ધર્મો પ્રવર્ત્યા ને હજી અનેક પ્રવર્તશે. આ જુદા જુદા ધર્મોની જંજાળમાંથી છૂટો થઈને જે પોતાના અંતરના અવાજને વફાદાર રહેશે તે પરમાત્માને માર્ગે છે; બીજા બધા કરોળિયાની માફક પોતે બાંધેલી જાળમાં જ ગૂંચવાઈ જવાના છે. દેવી! હું તો આજે ન્યાલ થઈ ગયો."

"તો ત્યારે હવે તમે લડશો ખરા. હવે પાછું ગાંડીવ છોડીને નહિ બેસો ના?" દ્રૌપદી બોલી.

"મને લાગે છે કે ફરીથી હું એવો દીન નહિ બની

જાઉં." અર્જુન બોલ્યો. "દેવી! માફ કરજો, આ દીનતાએ મને તો મોટો લાભ કર્યો છે. આવી દીનતા પછી જ આજે દિલમાં બત્રીશે કોઠે દીવા ઝળહળે છે. એવી દીનતા છુપાવી રાખી હોત તો શ્રીકૃષ્ણનાં અમર વચનો ક્યાંથી સાંભળત? દેવી! મને તો લાગે છે કે શ્રીકૃષ્ણે મારા એકલા પર જ આ ઉપકાર નથી કર્યો, પણ જેટલા જેટલા અર્જુનો દુનિયામાં છે, અને જેમણે જેમણે રથની લગામ પરમાત્માના હાથમાં સોંપી છે એ બધાને લાવે પોતે કહેતા હોય એમ શ્રીકૃષ્ણે મને એ બધું સંભળાવ્યું છે. પાંચાલી! જો શબ્દોને દેહ હોય અને એ દેહો જો અમર રહી શકતા હોય તો શ્રીકૃષ્ણનો આ ઉપદેશ આખા આર્યાવર્તમાં અમર રહો અને મારા જેવા અનેક મૂઢ લોકોને માર્ગદર્શક થાઓ. દેવી! હું કેવો ગમાર કે આવા શ્રીકૃષ્ણને આજ સુધી ઓળખી જ ન શક્યો! અને હજી ફરી ભૂલી નહિ જાઉં તેની કોને ખાતરી છે? શ્રીકૃષ્ણ! તમે એટલા બધા માણસ છો કે તમારું દેવપણું મનમાં ટકી જ શકતું નથી."

"અર્જુન!" દ્રૌપદી બોલી. "મારા અર્જુનનો હાથ ગાંડીવ ઝાલવામાં વધારે મજબૂત થયો એ જ મારે તો મોટો લહાવો. હવે શ્રીકૃષ્ણ આપણને આ યુદ્ધમાં વિજય અપાવે એટલે ઠરીને ઠામ બેસીએ. વહાલા અર્જુન! રાત ઘણી ગઈ છે, હવે આરામ લ્યો."

"ઠીક છે." અર્જુન બોલ્યો. હજી આ સંબંધી

ઘણી ઘણી વાતો મનમાં ઊભરાયા જ કરે છે, અને એમ થાય છે કે એ બધું બોલ્યા જ કરું. પણ હવે આવતી કાલે. આજે તો તમે પણ આરામ લ્યો."

અર્જુન પોતાના તંબુની અંદર ગયો અને દ્રૌપદી છાવણીની બીજી બાજુ ચાલતી થઈ.



# ભીષ્મની દૃષ્ટિએ

કુરુક્ષેત્રનું યુદ્ધ પૂરૂં થયું અને યુધિષ્ઠિર હસ્તિનાપુરના મહારાજા થયા. હસ્તિનાપુરનો મુગટ માથે મૂકયા પછી એક વાર યુધિષ્ઠિર ભીષ્મ પિતામહની પાસે ગયા. પિતામહ બાણશય્યા પર પડ્યા હતા ત્યાં જઈને યુધિષ્ઠિરે મસ્તક નમાવ્યું અને શય્યાને પડખે બેઠા.

"કેમ યુધિષ્ઠિર!" ભીષ્મે પૂછ્યું. "હસ્તિનાપુરનો મુગટ આખરે મેળવ્યો કે?"

"પિતામહ!" યુધિષ્ઠિર ખિન્ન થઈને બોલ્યા. "આટઆટલી લોહીની નદીઓ વહેડાવ્યા પછી મળેલો આ મુગટ કેવો વહાલો લાગે છે એ તો મારૂં અંતર સમજે છે. આપ જેવાને આ મુગટની ખાતર બાણશય્યા પર પડેલા દેખું છું ત્યારે મારી જાત તરફ તિરસ્કાર પેદા થાય છે, અને અમારી પામરતાનું ભાન થાય છે."

"બેટા યુધિષ્ઠિર!" યુધિષ્ઠિરને સાંત્વના આપતા હોય એમ ભીષ્મ બોલ્યા. "એવો ખેદ કરવાની જરૂર

નથી. મારા જેવા બુઢિયાને આટલી ઉંમરે પણ કૌરવોની સાથે રહીને તમારી સામે લડવું હોય તો હું બાણશય્યાને માટે જ લાયક છું. બાકી તો યુધિષ્ઠિર! જીવનમાં કયો માણસ બાણશય્યા પર નથી સૂતો? મનુષ્યમાત્રના હૈયામાં પ્રભુએ આવા આવા ખીલાઓ ગોઠવ્યા છે. 'શું કરું ને શું ન કરું'ની ગડમથલમાં માણસને જે અંતરની વેદના થાય છે તે બાણશય્યા નથી તો બીજું શું છે? બાણશય્યા નથી એક ગમારને અને નથી એક જ્ઞાનીને. યુધિષ્ઠિર! હું સામે જ નવા સૂર્યને ઊગતો દેખું છું. જૂની રાતને મારી સાથે લઈને હું સૂતો છું. એ અંધકારમાંથી આવા સૂર્યનો પ્રસવ થાય ત્યારે તેની પ્રસૂતિપીડા તો મારે વેઠવી જ જોઈએ ના? પણ આવતી કાલની આશા આવી પીડાને સમાવી દે છે અને અવનવા આનંદની કલ્પના કરાવે છે. બેટા! તું મારી પીડાનો વિચાર ન કર. શ્રીકૃષ્ણ ગયા કે છે?"

"છે. કુંતી માતાએ તેમને થોડા દિવસ રોક્યા છે." યુધિષ્ઠિરે જણાવ્યું.

"તો તું તેમને તારી સાથે કેમ ન લાવ્યો?" ભીષ્મે આંખ ફેરવતાં કહ્યું. "એમના દર્શન કરીને હું જીવતરને વધારે ધન્ય કરત."

"પિતામહ!" યુધિષ્ઠિર બોલ્યા. "શ્રીકૃષ્ણ તરફનો આપનો સદ્‌ભાવ હું જાણું છું."

ભીષ્મ તરત જ બોલી ઊઠ્યાઃ "સદ્‌ભાવ નહિ,

પૂજ્યભાવ—ભક્તિભાવ કહે. તમે લોકો એમને ઓળખતા નથી; એ તો યુગપુરુષ છે. બીજા કોઈ જમાનામાં અવ-તર્યા હોત તો લોકો એમને ઈશ્વરના અવતાર તરીકે જ પૂજત. એમનાં દર્શન અને એમનો સત્સંગ જીવતરનો અમૂલ્ય લહાવો છે. ”

“ પિતામહ ! ” યુધિષ્ઠિરે જણાવ્યું. “ આપ તો વર્ષો થયાં એમને યુગપુરુષ તરીકે જ ઓળખો છો. મારા તો એ સારા સગા છે; ને એમને લઈને જ અમે આ લડાઈમાં વિજય મેળવ્યો છે. છતાં પણ લડાઈ દરમિયાન એમણે જે કાંઈ કર્યું તેની ભારે ટીકા થઈ રહી છે, અને મારો પૂજ્યભાવ હોવા છતાં આ ટીકાઓનો જવાબ તો મારી પાસે પણ નથી. ”

“યુધિષ્ઠિર!” ભીષ્મે આશ્ચર્યથી જણાવ્યું. “ લોકો ભૂલે છે. શ્રીકૃષ્ણ જેવા યુગપુરુષની ટીકા કરનારા લોકો પાસે એમને માપવાનું ધોરણ ક્યાં છે ? શું મારા તારા જેવા વામનજીઓ એના વિરાટ સ્વરૂપને ઓળખી પણ શકે ? આવા યુગપુરુષને ઓળખવા માટે તો તપશ્ચર્યા કરી જાતે પવિત્ર થવું જોઈએ; અને પછી એમનાં જીવન-કાર્યો પર દૃષ્ટિ ચોંટાડવી જોઈએ. મારે કાને પણ એ વાત આવી છે. કેટલાય લોકો એમને ખટપટી કહે છે. અને પોતાને પૂછો તો મેં તો આ લડાઈ દરમિયાન એમના બધાં કાર્યોનો અભ્યાસ કર્યો છે અને એ યુગપુરુષ છે એવી મારી માન્યતા વધારે દૃઢ બની છે. તું ધર્માત્મા

છે એટલે તને પણ આ વાત સમજાતી હશે. બાકી બીજા લોકોને તો એમને સમજવા માટે હજી કેટલાયે અવતારો લેવા પડશે.”

“પિતામહ ! આપ બરાબર કહો છો.” યુધિષ્ઠિરે જણાવ્યું. “જુઓને, આપને અર્જુને પાડ્યા એમાં તો આખી કૌરવસેના શ્રીકૃષ્ણનું છળ દેખી રહી હતી !”

“બેટા !” ભીષ્મે શાંતિથી જણાવ્યું. “મેં અર્જુન પર જબ્બર સપાટો ચલાવ્યો તે વખતે અર્જુન સુદ્ધાં ગભરાઈ ગયો. અને શ્રીકૃષ્ણે લડાઈમાં શસ્ત્ર હાથમાં ન લેવાની પ્રતિજ્ઞા કરી હતી છતાં અર્જુન રથમાં પડી ગયો ત્યારે એ પોતે રથનું પૈડું લઈને મારી સામે દોડ્યા.”

“હા. એ જ પ્રસંગ. લોકો એમ કહે છે કે શ્રીકૃષ્ણે પ્રતિજ્ઞા તોડી એટલે એ અધર્મી.” યુધિષ્ઠિરે જણાવ્યું.

“ધર્મ અધર્મનાં સૂક્ષ્મ ત્રાજવાંને સ્પર્શ કરવાનો પણ આ લોકોનો અધિકાર નથી. યુધિષ્ઠિર ! હજી આજે પણ શ્રીકૃષ્ણ રથનું પૈડું લઈને દોડ્યા એ દેખાવ યાદ લાવું છું ત્યારે હર્ષનાં રોમાંચ થાય છે, અને જીવનનો થાકમાત્ર ઊતરી જાય છે. બેટા ! જે લોકોએ ઈશ્વરભાવ કેળવ્યો નથી, જે લોકોએ કદી બીજા લોકોને અંતરથી પોતાના ગણ્યા નથી, જે લોકોએ કોઈ એક ધ્યેયની પાછળ પોતાનું જીવન ખર્ચ્યું નથી, અને જે લોકોને માનવ-હૃદયના મુલાયમ ભાવોની ખબર નથી એવા લોકો ભલે ગમે તેમ કહે. પરંતુ જ્યારે મારા જેવો ભીષ્મ આખી

પાંડવસેનાનો કચ્ચરઘાણ વાળી રહ્યો હોય, જ્યારે પાંડવોની એકની એક આશા અર્જુન બેભાન થઈને રથમાં પડ્યો હોય, જ્યારે ઘડી બે ઘડીમાં આખી લડાઈનો મામલો 'દુર્યોધન મહારાજ કે યુધિષ્ઠિર મહારાજ' એવી અણી પર આવીને ઊભો હોય, તેવે વખતે પોતાના આપ્તજનો તરફ બેદરકાર રહીને પ્રતિજ્ઞાના અક્ષરોને જોય્યા કરવા એ બરાબર છે, કે પ્રતિજ્ઞાના ભંગનું પ્રાયશ્ચિત્ત વેઠીને પણ આપ્તવર્ગની વહારે ધાવું એ બરાબર છે? શ્રીકૃષ્ણ મારી સામે ચક્ર લઈને દોડ્યા એમાં તો મને અર્જુન તરફની તેમની નરી પ્રીતિ જ દેખાઈ છે, અને એમના જેવા મહાપુરુષ પ્રેમને વશ થઈને દોડ્યા ત્યારે હું તો શસ્ત્ર છોડીને હાથ જોડીને જ ઊભો રહ્યો. યુધિષ્ઠિર! આવા યુગપુરુષોને આવા પ્રસંગોમાં આપણે આપણી મતિથી માપીએ છીએ એ જ ભૂલ છે. પોતાના ભક્ત તરફની આવી વત્સલતા એ તો ઈશ્વરી ગુણ છે. મને તો શ્રીકૃષ્ણ ચક્ર લઈને દોડ્યા એમાં જ એમની મહત્તા લાગી હતી; અને તું જાણે છે કે તેમની પ્રતિજ્ઞા તો તૂટી પણ નહિ. તરત જ અર્જુને પાછળથી આવીને તેમને વારી લીધા અને અર્જુનના રથની લગામ તેમણે ફરીથી હાથમાં લીધી."

"પિતામહ!" યુધિષ્ઠિર બોલ્યા. "આપ કહો છો તે જ બરાબર છે. મારી પોતાની બાબતમાં તો આપે જાણ્યું હશે કે શ્રીકૃષ્ણે મને અસત્ય બોલવાનું કહ્યું જ નથી. દ્રોણાચાર્યને જ્યારે મારવા હતા ત્યારે શ્રીકૃષ્ણે

મારી પાસે બે માર્ગ મૂકયા: કાં તો મારે અસત્ય બોલીને દ્રોણનાં શસ્ત્રો છોડાવવાં અને એ રીતે વિજયનો માર્ગ ખુલ્લો કરવો અને મારા આપ્તજનોના પ્રાણ બચાવવા; અથવા તો મારા સત્યની ટેકને વળગી રહીને સત્ય જ બોલવું અને આ મુગટ, આપ્તજનો વગેરેને જતાં કરવાં. મેં પોતે રાજીખુશીથી અસત્યને તથા આ મુગટને પસંદ કર્યાં–મારાથી એ જ પસંદ થઈ ગયાં. પરંતુ એમાં શ્રીકૃષ્ણનો જરાયે દોષ ન હતો. હા, હું પોતે અંદરથી નબળો હતો. મારી નબળાઈ છુપાઈ રહી હતી તે એ રીતે બહાર આવી તેથી મને રોષ થાય, અને હું શ્રીકૃષ્ણનો દોષ કાઢું તો જુદી વાત છે. પણ પિતામહ! આપે સાંભળ્યું તો હશે જ. મારા અર્જુને કર્ણને માર્યો એ અઘટીત લાગે છે. શ્રીકૃષ્ણે એ અધર્મને કેમ અટકાવ્યો નહિ હોય તે હું સમજી શકતો નથી.”

“બેટા યુધિષ્ઠિર!” પિતામહ બોલ્યા. “ધર્મ અધર્મનો નિર્ણય એમ ખાલી આકાશમાં થતો નથી. સમાજમાં તો ધર્મઅધર્મ એ સાપેક્ષ વસ્તુ છે. જે કર્ણે જિંદગીભર તમને ત્રાસ આપ્યો, તમને વનવગડે પણ સુખ ન આવવા દીધું અને ઉઘાડા જંગલમાં તમને હેરાન હેરાન કર્યાં, એ જ કર્ણ માત્ર રણમેદાનમાં આવીને અર્જુનને ધર્મયુદ્ધ કરવાની હાકલ પાડે એ બરાબર છે? જેણે આખું જીવન તમારી સાથે કાવાદાવા કરવામાં ગાળ્યું, તે કટોકટીને પ્રસંગે તમને ધર્મનો ઉપદેશ આપે એમાં

તો ધર્મની નરી વિડંબના છે. એ જીભે તો ધર્મનો શબ્દ ચડે કે જીભે તૂટી પડવું ઘટે. એટલે કર્ણને તો ધર્મની વાત કરવાનો અધિકાર જ ન હતો. હા, અર્જુનને પોતાને માટે આ યોગ્ય હતું કે કેમ તે અલાયદો પ્રશ્ન છે. ભીમે દુર્યોધનને ગદા મારી ત્યાં પણ આ જ પ્રશ્ન છે. કર્ણ અને દુર્યોધન આજન્મ અધર્મથી તમને સતાવનારા લોકો; તેઓ પોતાના મૃત્યુ વખતે તમને ધર્મનું સ્મરણ કરાવે એ કેવું વિચિત્ર છે? તમે-ભીમે તથા અર્જુને તમને ફાવ્યું તે રીતે તેમને માર્યા, તેમના અનેક અધર્મો સામે તમે કદાચ એકાદ અધર્મ કર્યો, એમાં લોકો શા માટે ફફડી ઊઠે છે?"

"લોકો તો શ્રીકૃષ્ણને દોષ દે છે." યુધિષ્ઠિર બોલ્યા.

"બેટા યુધિષ્ઠિર!" ભીષ્મ બોલ્યા. "શ્રીકૃષ્ણ જેવા પુરુષો સ્વયંજ્યોતિ હોય છે. તેમના ધર્મઅધર્મને માટે શાસ્ત્રો પ્રમાણ નથી હોતાં; ઊલટું તેમના જેવા પુરુષનું વર્તન જ ધર્મશાસ્ત્ર બને છે. આપણા જેવાના ધર્મઅધર્મના માપથી તેમને માપવા તેના કરતાં તેમના જીવન પરથી આપણા ધર્મઅધર્મના વિચારોને ફરીથી તપાસવા એ વધારે યોગ્ય છે. એમના જેવા સાધુચરિત પુરુષો કયા ઈશ્વરી સંકેતને અનુસરીને કયું કામ કરે છે તે આપણે માટે તો સમજવું પણ મુશ્કેલ છે. જોને, ગાંધારી જેવી સતી શ્રીકૃષ્ણને શાપ આપી બેઠી! ગાંધારી જેવી સતી આર્યાવર્તે જણી નથી; મારા તારા જેવા લોકોને તો એમને

પેટ અવતાર લેવાનું મન થાય. પણ દુર્યોધનના શબને જોયું અને તેના મૃત્યુની વાત સાંભળી ત્યારે એનાથી પણ શ્રીકૃષ્ણને શાપ આપી જવાયો, અને છતાંય શ્રીકૃષ્ણે તો આનંદથી એ શાપને વધાવી લીધો! પોતાના મૃત્યુના શાપને હસતે ચહેરે ઝીલી લેવો અને છતાંય શાપ દેનારને 'તમે યોગ્ય કર્યું છે' એમ કહેવું એ સામાન્ય માણસનું કામ છે? યુધિષ્ઠિર! એવે વખતે તો ભલભલા યોગીમુનિઓની કમાન પણ છટકી જાય અને કંઈનું કંઈ કરી બેસે. એ તો શ્રીકૃષ્ણ જેવા સ્થિતિપ્રજ્ઞ લોકો જ પોતાનું સમતોલપણું ન ગુમાવે."

"પિતામહ!" યુધિષ્ઠિરે જણાવ્યું. "આપ કહો છો તે બધું મને તો માન્ય છે. પણ સામાન્ય મનુષ્યો તો પોતાની બુદ્ધિમાં ઊતરે એવો જવાબ માગે. આપ કહો છો તેવા જવાબો તો મારા જેવા શ્રદ્ધાળુ અંતઃકરણને જ સંતોષ આપી શકે."

"વાત સાચી." ભીષ્મ બોલ્યા. "જેમનાં અંતઃકરણો વાંકાં થઈ ગયાં છે તેમને આવી વાતો સમજાવવી મુશ્કેલ છે. એ લોકો તો આવા પ્રસંગોને શ્રીકૃષ્ણના દૂષણરૂપ જ ગણવાના."

ભીષ્મે જરા વિચાર કરીને ફરીથી કહ્યું: "પણ બેટા! એમ હોય તો પણ શું? ધારો કે શ્રીકૃષ્ણે એવી થોડીએક ભૂલો કરી; પણ તેથી શું? એથી તો યુગપુરુષ તરીકેનું એમનું સ્થાન ઊલટું વધારે દીપે છે. શ્રીકૃષ્ણ ગમે

તેવા તો પણ મનુષ્ય છે; તેમના હાડમાંસમાં માણસનું લોહી વહે છે; આપણી માફક જ તેમણે એક સ્રીને પેટે અવતાર લીધો છે. તેઓ ગમે તેવા ઉચ્ચ હોવા છતાં જીવનમાં કોઈ વાર મનુષ્યને સાધારણ એવી ભૂલોયે ન કરે ? એવી ભૂલો એ કરે છે કારણ કે આખરે તે મનુષ્ય છે; અને છતાં તે યુગપુરુષ તો છે જ. મારા જેવા ભક્તને તો તેમની એવીતેવી ભૂલો વધારે આકર્ષે; આવાં માનુષી સ્ખલનોથી તેમની દિવ્યતા વધારે શોભી ઊઠે છે અને આપણને મનુષ્યોને વધારે આશા આપે છે. "

" પિતામહ ! આપ બરાબર કહો છો. " યુધિષ્ઠિર બોલ્યા. " અંધારામાં જેમ લોકો અનેક જાતની સાચી-ખોટી ભૂતોની કલ્પનાઓ કરે છે, તેમ જ જેના વિષે લોકો જાણતા નથી અથવા જાણી શકતા નથી તેમને માટે તેઓ અનેક કુતર્કો કરે છે. શ્રીકૃષ્ણ માટે આમ જ બન્યું છે. અમે તેમની આટલા નજીક છીએ તોયે અમને પણ તેઓ ઘણી વાર એક અદના આદમી લાગી જાય છે, તો પછી બીજાની તો વાત જ શી કરવી ? "

" બેટા ! " ભીષ્મે કહ્યું. " દુનિયાના તમામ યુગ-પુરુષો આ વસ્તુ તો કપાળમાં લખાવીને જ આવે છે. તેઓ જીવે છે ત્યાં સુધી જગત તેમને ઓળખી શકતું જ નથી, અને તેમના ગયા પછી હાથ ઘસે છે. શ્રીકૃષ્ણનું પણ એમ જ થવાનું છે. આવા પુરુષોથી થોડા ઘણા દૂર હોઈએ તો કદાચ તેમને ઓળખવા ઠીક પડે. બાકી

તેમની આસપાસ વીંટાયેલા લોકો તો મૂઆ જ સમજજે. 'જેવા આપણે હાથ તેવા તેને હાથ; જેવા આપણે પગ તેવા તેને પગ; આપણે ખાઈએપીએ અને ફરીએ તેમ તે પણ ખાયપીએ અને ફરે. પછી તે યુગપુરુષ શાના?' આવા વિચાર પર આપણા જેવા સામાન્ય મનુષ્યો ચડી જઈએ છીએ અને પરિણામે તેમને ઓળખી શકતા નથી. પણ આ તો બહુ લાંબી વાતો થઈ."

"પિતામહ! બહુ ઠીક થયું. આપે આજે મારૂં થોડુંએક અજ્ઞાન દૂર કર્યું. આપને મેં ખૂબ શ્રમ આપ્યો છે તો માફ કરશો હવે હું રજા લઈશ."

"બેટા યુધિષ્ઠિર!" ભીષ્મે યુધિષ્ઠિરની સામે જોઈને કહ્યું. "શ્રમ તો ઊલટો દૂર થયો. શ્રીકૃષ્ણ જેવા પુણ્યપુરુષનું સ્મરણ થાય ત્યારે તો જીવનભરનો થાક ઊતરી જાય. તેમાંયે આજે તો હું જીવનને કિનારે બેઠો છું ત્યારે તો એમના સ્મરણથી હું ધન્ય થઈ જાઉં. બેટા! હજી મારા દેહને પડતાં થોડો વખત લાગશે; દરમિયાન તું ફરીથી આવ તો શ્રીકૃષ્ણને સાથે લેતો આવજે. મારા તરફથી તેમને એટલી વિનાત કરજે."

"જેવી આજ્ઞા. આપ હવે વધારે શ્રમ ન લેતા."

એમ કહી યુધિષ્ઠિર રથમાં બેઠા અને હસ્તિનાપુર તરફ ચાલતા થયા.



# અવતારકૃત્ય

"પિતામહ !" બાણશય્યા પાસે બેઠેલા શ્રીકૃષ્ણ બોલ્યા. "યુધિષ્ઠિર મહારાજ હવે પોતાના ધર્મરાજ્યનું સ્થાપન કેવું કરે છે એ તો જોવાનું રહે છે."

"મહારાજ !" ભીષ્મ બોલ્યા. "આપને માટે માત્ર જોવાનું નહિ. કુરુક્ષેત્રના મેદાન પર અર્જુનના રથની લગામ હાથમાં ઝાલીને બેઠેલા આપને જગતે જોયા છે. પછીના નવા યુગનિર્માણમાં પણ આપ જ પાંડવોના સુકાની થશો એવી આશા જગતના બ્રાહ્મણો રાખે છે."

"ભીષ્મ !" શ્રીકૃષ્ણે ચલાવ્યું. "મોટા આલેશાન મહેલને તોડી પાડવો સહેલ છે પણ તેની જગાએ નાનીશી ઝૂંપડી ઊભી કરવી સહેલી નથી; હિમાલયના ગીચ જંગલોને એક અંગારાથી સળગાવી મૂકવાં સહેલાં છે, પણ એક નાનાશા વૃક્ષને પાણી સીંચીને ઉછેરવું સહેલું નથી; દેશના મોટા મોટા પ્રદેશોને એક સપાટે ઉજડ કરી મૂકવા સહેલા છે, પણ એક નાનોશો ટીંબો નવો વસાવવો સહેલો

નથી. પિતામહ! આખા માનવસમાજને ભરડો દઈને બેઠેલાં સામ્રાજ્યોને ઉખેડી નાખવાં સહેલાં છે પણ તેમને સ્થાને નાનું એવું ધર્મરાજ્ય ઊભું કરવું સહેલું નથી."

"પાંડવોને આ મુશ્કેલી હવે આજે દેખાતી હશે." ભીષ્મે કહ્યું.

"જરૂર." શ્રીકૃષ્ણ બોલ્યા. "તે દિવસે મદોન્મત્ત રાજાઓના મદ ઉતારવા માટે ગાંડીવનો ટંકાર અને ભીમની ગદા બરાબર હતાં; આજે હજારો અનાથ ક્ષત્રિયોને ઉછેરીને મોટા કરવા માટે એ ગાંડીવ અને ગદા નકામાં છે. કૌરવોને પોતાના અન્યાયનું ભાન કરાવવા માટે પાંડવોની લાલચોળ આંખોની જરૂર હતી; આજે હજારો અનાથ સ્ત્રીઓનાં આંસુ લૂછવા માટે એકાદ કોમળ હાથની જરૂર છે. પાંચાલીને પોતાના રોષની તૃપ્તિ મળે એટલા ખાતર તે દિવસે એના ચોટલાને દુઃશાસનના લોહીથી ભરવાની જરૂર હશે; પરંતુ આજે તો આખા આર્યાવર્તની સ્ત્રીઓના ચોટલાઓ દરરોજ ફૂલથી ગૂંથાય એવી સમાજવ્યવસ્થા ઊભી કરવી પડશે. તે દિવસે આર્યાવર્તના અનેક રાજા-મહારાજાઓએ પોતપોતાની ક્ષત્રિયજનતા પાંડવોને ચરણે ધરી હતી; આજે નવા રાષ્ટ્રના નિર્માણમાં અનેક રાજા-મહારાજાઓએ પોતાની બ્રાહ્મણજનતાનો સાથ આપવો પડશે. પિતામહ! ધર્મરાજ્યની સ્થાપનાના આવા અનેક પ્રશ્નો મહારાજ યુધિષ્ઠિર પાસે દરરોજ ખડા થવા લાગ્યા

છે, અને અજાતશત્રુ યુધિષ્ઠિર તેમનો કેવો નિકાલ લાવે છે તે જગત એકીટસે જોઈ રહ્યું છે."

"તો તો યુધિષ્ઠિરને ભારે પરીક્ષામાંથી પસાર થવું પડશે!" ભીષ્મ યુધિષ્ઠિર તરફ વળીને બોલ્યા.

"અલબત્ત." શ્રીકૃષ્ણે જણાવ્યું "કૌરવોની સામે ધર્મયુદ્ધનો ઝંડો ઉઠાવનાર યુધિષ્ઠિરે આખા લોકસમૂહને આપેલી આશાઓ પૂરવી જોઈ શે; કૌરવોને દુષ્ટ કહેનારા પાંડવોએ પોતાની સાધુતા સિદ્ધ કરવી જોઈ શે; દુર્યોધનને મદોન્મત્ત કહેનાર યુધિષ્ઠિરે વિજયની ક્ષણે વધારે નમ્ર થવું પડશે; ધૃતરાષ્ટ્રને પ્રજાના વાલી–હિતરક્ષક કહેનારા પાંડવોએ પ્રજાહિતના સાચા રક્ષક થવુ પડશે; પોતાના એક ચોટલાની ખાતર આખું મહાભારત જગાડનાર દ્રૌપદીએ સમગ્ર સ્ત્રીસમાજના ચોટલાઓ સુરક્ષિત રહે એવી રાજ્યવ્યવસ્થા ઉપજાવવી પડશે."

"યુધિષ્ઠિરનો મુગટ એને બહુ ભારે થઈ જશે!" ભીષ્મ બોલ્યા.

"કોઈ પણ રાજાનો મુગટ ભારે તો છે જ; તેમાં યુધિષ્ઠિરનો તો વધારે ભારે, કારણ કે આ બધી આશાઓનો ભાર તેમણે પોતે જ કેળવ્યો છે પિતામહ! ફૂલ જેવા હળવા મુગટો પહેરવામાં મજા શું શી છે? એવા હળવા મુગટો પવનની નાની લહરી આવતાં ઊડી જાય છે અને જમીન પર પછડાઈ ને તૂટી જાય છે" શ્રીકૃષ્ણે જણાવ્યું.

"મહારાજ શ્રીકૃષ્ણ!" ભીષ્મ ધીમેથી બોલ્યા.

"આપ કહો છો તે બરાબર છે. યુધિષ્ઠિર ધર્માત્મા છે એટલે પોતાના ભારનું વહન કરતાં જરાય આંચકો નહિ ખાય. પણ મહારાજ! આપે નવયુગના નિર્માણની વાત કાઢી ત્યારે મને કંઈક કહેવાનું મન થાય છે. કુરુક્ષેત્રના ઘોર સંગ્રામનાં પરિણામો તો આજે આર્યાવર્ત સહન કરી રહ્યો છે. અઢાર અક્ષૌહિણી સેના કુરુક્ષેત્રમાં લાંબી થઈને સૂતી તેની પાછળ કેટલી સ્ત્રીઓ વિધવા બની, કેટલાં બાળકો અનાથ બન્યાં, મહાજનોના વેપારને કેવો આંચકો લાગ્યો, એ બધું મહારાજ યુધિષ્ઠિર નજરે નિહાળશે ત્યારે નાના એવા મુગટને માટે કેટલી ભારે કિંમત આપવી પડી છે તેનો તેમને ખ્યાલ આવશે. પણ હું તો આ સર્વ ઉપરાંત એક વધારે ઊંડી વાત કરું છું. આ યુદ્ધ આખી યુદ્ધની જે હવા ઊભી કરી, વાતાવરણમાં 'મારો મારો' અને 'કાપો કાપો'ના આવજોને જે ગતિ આપી દીધી, 'વેર વેર'નો જે આંતર ધૂંધવાટ ફેલાવી મૂક્યો, તેનું શું? યુદ્ધ દરમિયાન ઊભું થયેલું યુદ્ધનું માનસ યુદ્ધ પૂરું થયું છે એટલે હવે નાશ પામશે? મહારાજ! આપ તો યુગ-પુરુષ છો એટલે આપને વધારે સૂઝે. બાકી મને તો લાગે છે કે બીજાં બધાં વિઘ્નો કરતાંયે આ યુદ્ધનું માનસ ધર્મરાજાને વધારે અડચણ કરશે, અને નવયુગના નિર્માણમાં અંતરાયરૂપ પણ થશે."

શ્રીકૃષ્ણે ભીષ્મનું બોલવું સાંભળતાં આંખો મીંચી હતી તે ધીમેથી ઉઘાડી અને શરૂ કર્યું: "પિતામહ!

તમે જગતના રોગને બરાબર પારખી લીધો છે. ધર્મ-યુદ્ધના વાવટા હેઠળ લડનારા બધા ધર્મબુદ્ધિથી લડે છે એવું નથી બનતું. એ તો સમાજના જીવનમાં યુદ્ધ જેવા જબ્બર અંગાવાતો ચાલે છે ત્યારે મોટો સંહાર થઈ જાય છે, અને સૃષ્ટિ વળી નવો ક્રમ શરૂ કરે છે. આ યુદ્ધનું પણ એમ જ સમજજો. નવો યુગ કેવો નિર્માય છે તે તો પ્રભુને આધીન. પણ જેને ઋષિમુનિઓ કલિયુગના નામથી ઓળખે છે એ યુગ બેસી ગયો સમજો. આજ નહિ તો કાલ એ યુગ પોતાનો પ્રભાવ જણાવ્યા વિના નહિ રહે. તમે કહો છો તેવા યુદ્ધના માનસનો વિચાર કરતાં જણાય છે કે એ યુદ્ધનું માનસ આજે હજી હવામાં ઘૂમે છે. બાહ્ય યુદ્ધ આજે પૂરું થયું છે એટલે આ માનસ નવું ક્ષેત્ર શોધી રહ્યું છે. આજ સુધી શસ્ત્રાસ્ત્રની લડાઈમાં એ માનસ રોકાયેલું હતું; આજે હવે સમાજની અંદર-અંદરના કલહો શમાવવામાં, લોકોની આર્થિક દશા સુધારવામાં, રાજ્યનાં વહીવટી કામોમાં વગેરે અનેક સ્થળોમાં એ યુદ્ધના માનસનો ઉપયોગ કરી લેવામાં આવે, તો નવા યુગના નિર્માણમાં યુધિષ્ઠિરને ઘણી અનુકૂળતા મળી જાય. પણ મને ભય છે કે આ પ્રમાણે નહિ બને. દુનિયાનાં આજ સુધીનાં ઇતિહાસપુરાણો વાંચી જુઓ તો જણાશે કે જેઓએ દુશ્મનોને જેર કરીને વિજય મેળવ્યો છે તેઓ પાછળથી અંદરઅંદર લડે છે, અને કોઈ કોઈ વાર માથાં સુદ્ધાં ઉડાવી દે છે.”

"મહારાજ શ્રીકૃષ્ણ !" ભીષ્મ શાંતિથી બોલવા લાગ્યા. "યુદ્ધ પૂરૂં થાય ત્યારે યુદ્ધનું માનસ ફગાવી દેવું અને વળી યુદ્ધ શરૂ થાય ત્યારે ધર્મબુદ્ધિથી યુદ્ધના માનસને ધારણ કરવું એ તો આપના જેવા યુગપુરુષથી બને. સાધારણ લોકો તો 'ધર્મયુદ્ધ ! ધર્મયુદ્ધ !' એવી દાંડી પીટી એટલે નાચવા લાગ્યા અને દાંડી પીટાતી બંધ થઈ છતાં નાચવાનો વેગ ઓછો કરી ન શક્યા, એવો ઈતિહાસનો અનુભવ છે. આને લીધે જ ઘણી વાર આવાં યુદ્ધોમાં લોહીની નદીઓ વહે છે તેના કરતાં મોટી નદીઓ તો યુદ્ધને અંતે વહેતી હોય છે. મહારાજ ! આનો કાંઈ વિચાર કર્યો ?"

"એ વિચાર તો મારે ક્યાં કરવાનો છે ?" શ્રીકૃષ્ણ હસતા હસતા બોલ્યા.

"એમ તે હોય ?" ભીષ્મે આંખો ચડાવતાં કહ્યું. "આપને નહિ ત્યારે આ શય્યા પરથી મારે કરવાનો છે ? આપને જ એ વિચાર કરવાનો છે. ધર્મરાજ્ય સ્થાપન કરવાનો મનોરથ અને ધર્મ યુધિષ્ઠિરનો છે; પણ જો એ ધર્મરાજ્ય સ્થાપન ન થાય તો તેનો બધો દોષ લોકો આપને માથે જ મૂકશે. હું આપના જીવનના રહસ્યને બરાબર જાણું છું. આપે જન્મથી માંડીને આજ સુધી અનેક જુલમીઓને મિટાવી દીધા છે. વધારે ઝીણી નજરે જોતાં તો એમ જ લાગે કે આપ જાણે એ માટે જ અવતર્યા હો. પણ આ જુલમી-

એોને હરાવીને તેની જગ્યા કોણ પૂરવાનું છે તે નક્કી થવાની જરૂર નથી ? જુલમી હણ્યા એ તો અર્ધ કાર્ય થયું; બાકીનું અર્ધ ન થાય તો પહેલા અર્ધનો શો અર્થ છે ? જો દુર્યોધનના જુલમને બદલે બીજા કોઈ નો જુલમ જ આવવાનો હોય તો દુર્યોધનનો જુલમ જ વધારે સારો હતો એમ નહિ ? જુલમ પોતે નાબૂદ ન થાય ત્યાં સુધી જુલમીઓની ફેરબદલી થાય તેથી સમાજને કશો લાભ નથી. ઊલટું જૂના જુલમીથી લોકો ટેવાઈ ગયા હોય એટલે ઓછી અડચણ આવે. ”

“ પિતામહ ! ” શ્રીકૃષ્ણ બોલ્યા. “ તમે તો મને બહુ ઊંડા પાણીમાં ખેંચી ગયા. પરંતુ આજે તો હું એટલું કહી શકું કે રાજમદથી છકી ગયેલા કૌરવો પડ્યા અને પાંડવો હસ્તિનાપુરના ધણી થયા. પાંડવો આ યુદ્ધમાં વિજય પામ્યા પહેલાં તેઓ જે તપશ્ચર્યામાંથી પસાર થયા છે તે પરથી હું કહી શકું છું કે તેમને રાજમદ નહિ ચડે. બાકી, આજે તો મારા પોતાના જ કુળમાં આ યુદ્ધમાનસને હું જોઈ શકું છું. દ્વારકા છોડ્યાં મને તો વખત થયો, પણ યુદ્ધમાંથી પાછા ફરેલા સાત્યિક, કૃતવર્મા વગેરે યુદ્ધનું માનસ પોતાના ખીસામાં સાથે લેતા ગયા છે. એ ઉપરાંત જે લોકોના અગ્રેસર બળરામ જેવા દારૂ પીતા હોય તે લોકોમાં આ યુદ્ધના માનસને ફાટી નીકળતાં શી વાર લાગે ? આવા હિંસાત્મક યુદ્ધોમાં આ દોષ અનિવાર્ય છે, અને પરમેશ્વર આપણને બીજા પ્રકારના યુદ્ધને માર્ગે ન

મૂકે ત્યાં સુધી એ અનિવાર્યને પણ આવશ્યક તરીકે આપણે સ્વીકાર્યે જ છૂટકો છે."

"મહારાજ શ્રીકૃષ્ણ !" ભીષ્મ બોલ્યા. "સતી ગાંધારીનો શાપ આપે સહર્ષ સ્વીકાર્યો ત્યારે મને લાગ્યું કે આપે આ બધું જોઈ લીધું છે."

"પિતામહ !" શ્રીકૃષ્ણ બોલ્યા. "એ મારા ધ્યાન બહાર નથી. જેમ આજે કુરુકુળનો વિનાશ આપણે સૌએ જોયો તેમ જ મારા યાદવકુળનો પણ સંહાર હું જોઈ રહ્યો છું. મારા જ સાત્યકિ, કૃતવર્મા વગેરે આ યુદ્ધમાંથી દ્વારકા ગયા છે તેઓ યુદ્ધનું માનસ લઈને ગયા છે. આવાં માનસ સળગી ઊઠવા માટે જે તૈયારી જોઈએ તે બધી આજે યાદવોમાં હયાત છે. યાદવોમાં અંદરઅંદર કુસંપ છે; યાદવ જુવાનો જગતના બ્રાહ્મણોનું અપમાન કરવામાં પોતાની જુવાનીને ધન્ય માને છે; યાદવોની અંદર દારૂના વ્યસને ઘર કર્યું છે; યાદવોએ પોતે પશ્ચિમના દરિયાકિનારા પર પરદેશી હુમલાઓને અટકાવવાનું મથક બાંધ્યું છે તેનું તેમને ભારે અભિમાન છે. આ બધી સામગ્રી તો તૈયાર જ છે. ફક્ત તેમાં સળગતી દીવાસળી પડે એટલી જ ભભૂકી ઊઠવાને વાર છે. અને પિતામહ ! મને ભાસ થાય છે કે અમારો પણ વિનાશ જ છે."

"મહારાજ શ્રીકૃષ્ણ !" ભીષ્મ ખિન્ન વદને બોલ્યા. "જો ભાવિ એવું જ હોય તો પછી આ બધું શાને માટે ? આપે જન્મથી માંડીને આજ સુધી અનેક જુલમીઓના

ઓને હરાવીને તેની જગ્યા કોણ પૂરવાનું છે તે નક્કી થવાની જરૂર નથી ? જુલમી હઠ્યા એ તો અર્ધ કાર્ય થયું; બાકીનું અર્ધ ન થાય તો પહેલા અર્ધનો શો અર્થ છે ? જો દુર્યોધનના જુલમને બદલે બીજા કોઈ નો જુલમ જ આવવાનો હોય તો દુર્યોધનનો જુલમ જ વધારે સારો હતો એમ નહિ ? જુલમ પોતે નાબૂદ ન થાય ત્યાં સુધી જુલમીઓની ફેરબદલી થાય તેથી સમાજને કશો લાભ નથી. ઊલટું જૂના જુલમીથી લોકો ટેવાઈ ગયા હોય એટલે ઓછી અડચણ આવે. ”

“ પિતામહ ! ” શ્રીકૃષ્ણ બોલ્યા. “ તમે તો મને બહુ ઊંડા પાણીમાં ખેંચી ગયા. પરંતુ આજે તો હું એટલું કહી શકું કે રાજમદથી છકી ગયેલા કૌરવો પડ્યા અને પાંડવો હસ્તિનાપુરના ધણી થયા. પાંડવો આ યુદ્ધમાં વિજય પામ્યા પહેલાં તેઓ જે તપશ્ચર્યામાંથી પસાર થયા છે તે પરથી હું કહી શકું છું કે તેમને રાજમદ નહિ ચડે. બાકી, આજે તો મારા પોતાના જ કુળમાં આ યુદ્ધમાનસને હું જોઈ શકું છું. દ્વારકા છોડ્યાં મને તો વખત થયો, પણ યુદ્ધમાંથી પાછા ફરેલા સાત્યિક, કૃતવર્મા વગેરે યુદ્ધનું માનસ પોતાના ખીસામાં સાથે લેતા ગયા છે. એ ઉપરાંત જે લોકોના અગ્રેસર બળરામ જેવા દારૂ પીતા હોય તે લોકોમાં આ યુદ્ધના માનસને ફાટી નીકળતાં શી વાર લાગે ? આવા હિંસાત્મક યુદ્ધોમાં આ દોષ અનિવાર્ય છે; અને પરમેશ્વર આપણને બીજા પ્રકારના યુદ્ધને માર્ગે ન

મૂકે ત્યાં સુધી એ અનિવાર્યને પણ આવશ્યક તરીકે આપણે સ્વીકાર્યે જ છૂટકો છે."

"મહારાજ શ્રીકૃષ્ણ!" ભીષ્મ બોલ્યા. "સતી ગાંધારીનો શાપ આપે સહર્ષ સ્વીકાર્યો ત્યારે મને લાગ્યું કે આપે આ બધું જોઈ લીધું છે."

"પિતામહ!" શ્રીકૃષ્ણ બોલ્યા. "એ મારા ધ્યાન બહાર નથી. જેમ આજે કુરુકુળનો વિનાશ આપણે સૌએ જોયો તેમ જ મારા યાદવકુળનો પણ સંહાર હું જોઈ રહ્યો છું. મારા જ સાત્યકિ, કૃતવર્મા વગેરે આ યુદ્ધમાંથી દ્વારકા ગયા છે તેઓ યુદ્ધનું માનસ લઈને ગયા છે. આવાં માનસ સળગી ઊઠવા માટે જે તૈયારી જોઈએ તે બધી આજે યાદવોમાં હયાત છે. યાદવોમાં અંદરઅંદર કુસંપ છે; યાદવ જુવાનો જગતના બ્રાહ્મણોનું અપમાન કરવામાં પોતાની જુવાનીને ધન્ય માને છે; યાદવોની અંદર દારૂના વ્યસને ઘર કર્યું છે; યાદવોએ પોતે પશ્ચિમના દરિયા-કિનારા પર પરદેશી હુમલાઓને અટકાવવાનું મથક બાંધ્યું છે તેનું તેમને ભારે અભિમાન છે. આ બધી સામગ્રી તો તૈયાર જ છે. ફક્ત તેમાં સળગતી દીવાસળી પડે એટલી જ ભભૂકી ઊઠવાને વાર છે. અને પિતામહ! મને ભાસ થાય છે કે અમારો પણ વિનાશ જ છે."

"મહારાજ શ્રીકૃષ્ણ!" ભીષ્મ ખિન્ન વદને બોલ્યા. "જો ભાવિ એવું જ હોય તો પછી આ બધું શાને માટે? આપે જન્મથી માંડીને આજ સુધી અનેક જુલમીઓના

મદ ઉતાર્યા; જરાસંધ અને શિશુપાળ જેવા મદાન્ધ રાજાઓનાં ધડ મસ્તક પરથી નીચે ઉતાર્યાં; ભીષ્મ અને દ્રોણ જેવા મહારથીઓ રણમાં રગદોળાયા; દુર્યોધન અને કર્ણ જેવા કુરુક્ષેત્રમાં સૂતા. આ બધું આપને લઈને. પૃથ્વીનો ભાર ઉતારવા આપે આ બધું કર્યું. છતાં હજીયે જો આપને યાદવોનો વિનાશ જોવાનો જ હોય તો આ બધું શાને માટે ?"

"ભીષ્મ !" શ્રીકૃષ્ણે શાંતિથી જણાવ્યું. "તમે ભૂલો છો. જન્મીને મેં પોતે તો આવા મદમસ્ત લોકોના મદ ઉતારવામાં જ જીવન ગાળ્યું એ બરાબર છે. એનો મને જન્મથી જ છંદ લાગ્યો છે. દલિત લોકોને આવા જુલમીઓના ત્રાસથી છોડાવું છું ત્યારે મારા કોઠામાં દીવા પ્રકટે છે. હવે કાળની મરજી હોય અને મારા યાદવોને પણ આવો મદ ચડે, તો તેમનો મદ ઊતરે અને ઉતારવામાં તેમનો વિનાશ થાય, તો પણ હું શું કરી શકું ? મને તો લાગે છે કે આપણા આર્યાવર્તની પ્રજાએ આવો મદ ઘણા વખત સુધી સાંખી લીધો. આજે હવે કાળ વિરાટ સ્વરૂપ લઈને ઊઠ્યા છે, અને તે કોઈ વ્યક્તિનો કે સમૂહનો આવો મદ ચાલવા દે તેમ નથી. મારા યાદવો જો આ વાત નહિ સમજે અને અંદરઅંદર લડી મરશે તો હું શું કરવાનો હતો ? યાદવોની અંદરઅંદર આવો કલહ ઊભો થાય ત્યારે મારે તો કાળભગવાનનું સ્મરણ કરવાનું, અને મારું જીવન સમેટીને ચાલતા થવાનું. ખુદ

મારા જ યાદવો આ પ્રમાણે કરશે ત્યારે મારે જીવવાનું પ્રયોજન પણ નહિ રહે."

"મહારાજ શ્રીકૃષ્ણ!" ભીષ્મ ધીમેથી બોલ્યા. "હું તો અમસ્તો કહું છું."

"તમે અમસ્તા કહેતા હો તો પણ હું બરાબર કહું છું." શ્રીકૃષ્ણ બોલ્યા. "એ કાળનાં પગરણ હું જોઈ રહ્યો છું."

"તો તો પછી મહારાજ!" ભીષ્મ બોલ્યા. "આપે કૌરવોનો સંહાર કરાવ્યો અને ધર્મરાજાને ગાદી અપાવવાની આ બધી જહેમત ઉઠાવી, તે ફોગટ?"

"ફોગટ શા માટે?" શ્રીકૃષ્ણે કહ્યું. "મેં જે જે કર્યું તે મારા માટે તો ફોગટ હોઈ જ ન શકે. ભારતવર્ષના દલિત લોકોની સેવા કરવાનો આ માર્ગ મેં લીધો તેથી મને સંતોષ છે. હજીયે જીવીશ ત્યાં સુધી તો મદોન્મત્તોના મદ ઉતારવાનો પ્રયત્ન કરવાનો જ છું. બાકી દુનિયામાંથી દલન અને મદ સાવ અદૃશ્ય થઈ જવાનાં છે એમ મેં ક્યાં માન્યું છે? આજે ક્ષત્રિયો મદોન્મત્ત થઈને લોકોને પીડા કરતા હતા તેમનો મદ ઉતારવાનું કામ મેં હાથ ધર્યું; કાલે સમાજનો બીજો કોઈ વર્ગ ફાટી જશે ત્યારે વળી કોઈ બીજો આદમી બહાર આવશે. હું મારું જીવન સારી રીતે જીવી લઉં એટલું મારા માટે બસ નથી? બાકી તો ઈશ્વરે ક્યારે દુનિયાને લીલી વાડી જેવી બનાવી દેવી, ક્યારે ઉજ્જડ અરણ્ય બનાવવી, ક્યારે

ડુંગરાળ પ્રદેશ જેવી બનાવવી અને ક્યારે હિલોળા લેતા સાગર જેવી બનાવવી એ વિચાર બિચારો માનવી શી રીતે કરી શકે ? "

"મહારાજ ! " ભીષ્મે હાથ જોડીને કહ્યું. "મને કદાચ ગાંડો ગણશો તોયે વાંધો નથી, પરંતુ હું તો આપને ઈશ્વરના અવતાર જ માનું છું. ભારતવર્ષના ઋષિમુનિઓએ તો આપને ક્યારનાયે ઓળખી લીધા છે. આપે અને આ અર્જુને ભારતવર્ષના મદમસ્ત ક્ષત્રિયોને સાફ કરી નાખીને નવયુગને માટે જમીન તૈયાર કરી છે. હવે એ જમીનમાં શું ઊગે અને શું નહિ એ આપને જોવાનું નથી રહેતું. શ્રીકૃષ્ણ ! જે યુગને આપે સાફ કરી નાખ્યો તેનો હું એક અદનો આદમી આપના ચરણમાં મસ્તક મૂકું છું. જીવનને ઓવારે બેઠેલો હું આજે આપને અંતિમ પ્રણામ કરું છું. આપ પધારો, અને આપનું અવતારકૃત્ય બાકી રહ્યું હોય તે પૂરું કરો. બાકી તો કાળ પોતાનું કામ કર્યે જ જવાનો છે. પ્રભો ! આ ભીષ્મના આપને છેલ્લા પ્રણામ!"

"પિતામહ ! " શ્રીકૃષ્ણ ઊભા થતા થતા બોલ્યા. "મને બહુ મોટો કરી નાખ્યો. મેં તો સૂઝયું તે કર્યું. ઈશ્વરે એ કરવાની યોગ્યતા મારામાં વધારે મૂકી એટલો ઈશ્વરનો આભાર. નહિતર આ કૃષ્ણનો દેહ બીજા ક્યા કામમાં આવવાનો હતો ? લોકસેવાની આ તક મને મળી એટલા માટે હું જરૂર મગરૂબ છું. પિતામહ ! આપને આજે બહુ તસ્દી પડી. આપના દેહમાં જ્યાં સુધી પ્રાણ

છે ત્યાં સુધી મારા જેવા કોઈ ને કોઈ આશાએ આપને તસ્દી આપવાના જ છે. આપની પાસેથી પુરાણયુગનાં જેટલાં કલ્યાણકારી તત્ત્વો મળી શકે તેમ છે, તેટલાં બીજા કોના પાસેથી મળે? એટલા જ માટે નવયુગના વિધાતા અર્જુને આપને બાણશય્યા પર સુવાડ્યા છે. ઉત્તરાયણના સૂર્ય ન ઊગે ત્યાં સુધી આપ બાણશય્યા પર પડ્યા રહો તો જ નવા યુગનું કલ્યાણ છે. હવે હું રજા લઈશ." એમ કહી શ્રીકૃષ્ણ રથમાં બેઠા.

"પ્રભો! ભીષ્મના અંતિમ પ્રણામ." ભીષ્મે બાણશય્યા પરથી સહેજ ઊંચા થઈને રથને જોયા કર્યો. રથ ધીમે ધીમે અદૃશ્ય થયો અને પૃથ્વી પર અંધકારની છાયા પ્રસરી.



# પરીક્ષિતજન્મ

"ભાઈ વિદુર!" એક વિશાળ આસન પર પડેલા ધૃતરાષ્ટ્ર બોલ્યા. "આજે હવે મારા હાથ હેઠા પડ્યા છે એટલે તું જે કહે તે માનવા આ ધૃતરાષ્ટ્ર તયાર છે. પણ મારા હૈયાની વાત તારે સાંભળવી હોય તો કહું છું કે આ કૃષ્ણ જેવો બીજો કોઈ ઠગ નથી."

"મોટાભાઈ! આપ ભૂલો છો." વિદુર બોલ્યો.

"હું ધૃતરાષ્ટ્ર ભૂલું? દુર્યોધનનો પિતા ભૂલે? તમે લોકોએ કૃષ્ણને હજી ઓળખ્યો નથી. વિદુર! હું સાચું કહું છું. મારા પુત્રોને મરાવી નાખનાર અને તેથી રાજી થનાર જો કોઈ પણ એક વ્યક્તિ હોય તો તે કૃષ્ણ છે. તું વિચાર તો કર કે નહિ તો સતી ગાંધારી શાપ આપે? જેણે જીવનભર અસત્યનું ઉચ્ચારણ કર્યું નથી એ ગાંધારી એને શાપ દે તે, પરથી મેં સમજી લીધું છે કે એ મોટો ધુતારો છે. આજે એનો સિતારો ચડતો છે એટલે મારે કાંઈ બોલવું નથી."

"મોટાભાઈ!" વિદુરે કહ્યું. "શ્રીકૃષ્ણ જેવા પરમપુરુષને તમે અન્યાય કરો છો. એમનું નામ લેતાં તો ભવોભવનાં પાપ જાય, એવું એમનું નિર્મળ જીવન!...."

"નિર્મળ જીવન?" ધૃતરાષ્ટ્ર વચ્ચે જ બોલી ઊઠ્યા. "એવી નિર્મળતા એને જ મુબારક હો!"

"એમની ત્યાગવૃત્તિ," વિદુરે ચલાવ્યું: "એમની સત્યપ્રિયતા, એમની નીડરતા, આ બધું અસાધારણ છે. એટલે જ વ્યાસ ભગવાન જેવા જગતના બ્રાહ્મણો પણ તેમને યુગપુરુષ તરીકે માન આપે છે."

"વિદુર!" ધૃતરાષ્ટ્રે હાથ લાંબો કરતાં કહ્યું." શું તારા જેવાં ભગતડાં યુગપુરુષ કહે એટલે એ યુગપુરુષ થઈ જાય? અમારી નજરોનજર અમે જેને અનેક પ્રપંચો કરતો જોઈએ, હજારો માણસોની વચ્ચે જેને અસત્ય અને અધર્મનું આચરણ કરતો જોઈએ, તેને યુગપુરુષ માનવો શી રીતે? એનાં કામો તો જો. મામાને મારનાર કોણ, તો કહે કૃષ્ણ; મથુરા છોડી ભાગી જનાર કોણ, તો કૃષ્ણ; રુક્મિણીને ઉપાડીને ભાગી જનાર કોણ, તો કૃષ્ણ; ગોપ-લોકોનાં ઘર ભાંગનાર કોણ, તો કૃષ્ણ; યુધિષ્ઠિરની પાસે ખોટું બોલાવનાર કોણ, તો કૃષ્ણ; મારા પુત્રને અધર્મથી મરાવનાર કોણ, તો કૃષ્ણ. આ તારો કૃષ્ણ! આવો કૃષ્ણ જો યુગપુરુષ હોય તો પછી દુનિયામાં લુચ્ચાલફંગાઓ કોને કહેવા એ જ પ્રશ્ન છે!"

"મોટાભાઈ!" વિદુરે નિસાસો નાખીને કહ્યું.

"તમારી આંખે શ્રીકૃષ્ણ એવા જ દેખાશે. તેમને જોવા માટે તમે અમુક જ ચશ્માં પહેરી લીધાં છે, એટલે એ ચશ્માં ન ઊતરે ત્યાં સુધી તમને એ એવા જ દેખાવાના."

"એ તો હોય તેવા જ દેખાય ના ?" ધૃતરાષ્ટ્ર બોલ્યા. "હા, બુદ્ધિ બહુ સારી. એકને આમ સમજાવે, બીજાને તેમ સમજાવે, કંઈક ગોટાળા ઊભા કરે, પણ પોતે ધાર્યું હોય તે પાર ઉતારે. મારો દુર્યોધન એની જાળમાં ન આવ્યો એટલે તેને મરાવ્યો ત્યારે જંપ્યો. કૃષ્ણ તો ભારે દુષ્ટ ! એક વાર કોઈ એની દાઢમાં આવ્યો કે પછી નીકળવું ભારે. અને જો આ બધું કોઈ માણસને યુગપુરુષ બનાવતું હોય તો એવા યુગપુરુષને સો ગાઉ છેટેથી નમસ્કાર છે ! આવા લોકોએ જ દુનિયાને છેતરી-છેતરીને પાયમાલ કરી નાખી; અને લોકોય મૂર્ખા છે તે એવા ઢોંગીને જ પૂજે છે. વિદુર ! હું તારું કાંઈ માનવાનો નથી."

"એ આપની મરજી." વિદુરે કહ્યું.

"હા, હું પણ માનતો કે કદાચ આ કૃષ્ણ કહે છે તે ધર્મ હશે; મને એની બીક પણ લાગતી. પણ એ લુચ્ચો મારી બીકનો લાભ લઈને મારા દુર્યોધનનેય ઠરાવે અને કામ કાઢી જાય ! તમે સૌએ કૃષ્ણના હાથમાં હથિયાર બનીને મારા કુળનું નિકંદન કાઢ્યું છે. એ બધાંનો બદલો તમને ઈશ્વર આપ્યા વિના રહેવાનો નથી જ.

મને અને ગાંધારીને આ દશામાં લાવી મૂકનાર કૃષ્ણ કેવોક સુખે મરે છે તે હું જોઈશ."

"મોટાભાઈ !" વિદુરે શાંતિથી કહ્યું. "એ બધી જૂની વાતો આપણે જવા દઈએ. હજી આજની તાજી જ વાત ક્યોને ?"

"શી ?" ધૃતરાષ્ટ્રે પૂછ્યું.

"ઉત્તરાના ગર્ભની." વિદુર બોલ્યો. "પાંડવો તો દિગ્વિજય માટે હિમાલય તરફ ગયા છે તે આપ જાણો છો. આજે ઉત્તરાને પ્રસવ થયો પણ મરેલો પુત્ર અવતર્યો."

"મરેલો જ અવતરે ના !" ધૃતરાષ્ટ્ર બોલ્યા. "અશ્વત્થામા તો બ્રાહ્મણપુત્ર ! એણે ઉત્તરાના ગર્ભ પર બ્રહ્માસ્ત્ર છોડ્યું એટલે બીજું શું થાય ? કહેજેને તારા કૃષ્ણને કે એ પુત્રને જીવતો કરે ? ધૃતરાષ્ટ્ર અને ગાંધારીની સંતતિનો ઉચ્છેદ કર્યો તે હવે શું પાંડુ અને કુંતીની સંતતિ રહેવાની છે ?"

"પણ મોટાભાઈ !" વિદુર બોલ્યો. "એ મરેલા પુત્રને શ્રીકૃષ્ણે જીવતો કર્યો."

"હેં ?" ધૃતરાષ્ટ્રથી બોલી જવાયું. "એ જીવતો થાય નહિ. તને કોઈએ ખોટા સમાચાર આપ્યા હશે."

"કોઈના સમાચાર નથી; મારી પોતાની આંખે જોયેલી વાત છે." વિદુર બોલ્યો.

"શું સાચેસાચ જીવતો થયો ? કદાચ બે ઘડી ખોટો શ્વાસ ચાલતો દેખાયો હશે." ધૃતરાષ્ટ્રે શંકા કરી.

"તમારી આંખે શ્રીકૃષ્ણ એવા જ દેખાશે. તેમને જોવા માટે તમે અમુક જ ચશ્માં પહેરી લીધાં છે, એટલે એ ચશ્માં ન ઊતરે ત્યાં સુધી તમને એ એવા જ દેખાવાના."

"એ તો હોય તેવા જ દેખાય ના ?" ધૃતરાષ્ટ્ર બોલ્યા. "હા, બુદ્ધિ બહુ સારી. એકને આમ સમજાવે, બીજાને તેમ સમજાવે, કંઈક ગોટાળા ઊભા કરે, પણ પોતે ધાર્યું હોય તે પાર ઉતારે. મારો દુર્યોધન એની જાળમાં ન આવ્યો એટલે તેને મરાવ્યો ત્યારે જ જંપ્યો. કૃષ્ણ તો ભારે દુષ્ટ ! એક વાર કોઈ એની દાઢમાં આવ્યો કે પછી નીકળવું ભારે. અને જો આ બધું કોઈ માણસને યુગપુરુષ બનાવતું હોય તો એવા યુગપુરુષને સો ગાઉ છેટેથી નમસ્કાર છે ! આવા લોકોએ જ દુનિયાને છેતરી-છેતરીને પાયમાલ કરી નાખી; અને લોકોય મૂર્ખા છે તે એવા ઢોંગીને જ પૂજે છે. વિદુર ! હું તારું કાંઈ માનવાનો નથી."

"એ આપની મરજી." વિદુરે કહ્યું.

"હા, હું પણ માનતો કે કદાચ આ કૃષ્ણ કહે છે તે ધર્મ હશે; મને એની બીક પણ લાગતી. પણ એ લુચ્ચો મારી બીકનો લાભ લઈને મારા દુર્યોધનનેય ડરાવે અને કામ કાઢી જાય ! તમે સૌએ કૃષ્ણના હાથમાં હથિયાર બનીને મારા કુળનું નિકંદન કાઢયું છે. એ બધાનો બદલો તમને ઈશ્વર આપ્યા વિના રહેવાનો નથી જ.

મને અને ગાંધારીને આ દશામાં લાવી મૂકનાર કૃષ્ણ કેવોક મૂએ મરે છે તે હું જોઈશ."

"મોટાભાઈ!" વિદુરે શાંતિથી કહ્યું. "એ બધી જૂની વાતો આપણે જવા દઈએ. હજી આજની તાજી જ વાત હોય ને?"

"શી?" ધૃતરાષ્ટ્રે પૂછ્યું.

"ઉત્તરાના ગર્ભની." વિદુર બોલ્યો. "પાંડવો તો દિગ્વિજય માટે હિમાલય તરફ ગયા છે તે આપ જાણો છો. આજે ઉત્તરાને પ્રસવ થયો પણ મરેલો પુત્ર અવતર્યો."

"મરેલો જ અવતરે ના!" ધૃતરાષ્ટ્ર બોલ્યા. "અશ્વત્થામા તો બ્રાહ્મણપુત્ર! એણે ઉત્તરાના ગર્ભ પર બ્રહ્માસ્ત્ર છોડ્યું એટલે બીજું શું થાય? કહે છે કૃષ્ણને કે એ પુત્રને જીવતો કરે? ધૃતરાષ્ટ્ર અને ગાંધારીની સંતતિનો ઉચ્છેદ કર્યો તે હવે શું પાંડુ અને કુંતીની સંતતિ રહેવાની છે?"

"પણ મોટાભાઈ!" વિદુર બોલ્યો. "એ મરેલા પુત્રને શ્રીકૃષ્ણે જીવતો કર્યો."

"હેં?" ધૃતરાષ્ટ્રથી બોલી જવાયું. "એ બનતાં થાય નહિ. તને કોઈએ ખોટા સમાચાર આપ્યા હશે."

"કોઈના સમાચાર નથી, મારી પોતાની આંખે જોયેલી વાત છે." વિદુર બોલ્યો.

"શું સાચેસાચ જીવતો કર્યો? કદાચ કે હજી ખોટો શ્વાસ ચાલતો દેખાયો હશે." ધૃતરાષ્ટ્ર બોલ્યા.

"મોટાભાઇ! એવું નથી. હું એને શ્વાસ લેતો અને રુદન કરતો જોઇને આવ્યો છું." વિદુરે કહ્યું.

"તો હશે કંઈક એ કૃષ્ણનું જ તરકટ!" ધૃતરાષ્ટ્રે અભિપ્રાય આપ્યો.

"એ જ વાત છે." વિદુરે કહ્યું. "જેને આપ તરકટ કહો છો તેને જ હું એમની પરમેશ્વરી શક્તિ કહું છું."

"ઠીક ઠીક; કહે જોઈએ, પછી શું થયું?" ધૃતરાષ્ટ્રે પૂછ્યું.

"પુત્ર મરેલો અવતર્યો એટલે સુભદ્રાએ અને દ્રૌપદીએ, કુંતીએ અને ઉત્તરાએ સૌએ રડારોળ કરી મૂકી. આ બધું કલ્પાંત સાંભળીને શ્રીકૃષ્ણ ઓરડામાં ગયા અને મરેલા બાળકને પોતાના ખોળામાં સુવાડ્યો."

"પછી?"

"પછી પાણીથી આચમન લઈ શ્રીકૃષ્ણ બોલ્યા...."

"શું બોલ્યા? બચ્ચા, જીવતો થઈ જા, એમ?" ધૃતરાષ્ટ્રે ઉતાવળે કહ્યું.

"એ જે બોલ્યા છે, તે તો જગતના ઇતિહાસમાં સોનેરી અક્ષરે નોંધાશે. મહારાજ ધૃતરાષ્ટ્ર! આપ ગમે તેમ માનવાને મુખત્યાર છો; પુત્રશોકથી આપ વિહ્વળ છો એટલે આવા યુગપુરુષને યથાર્થ ઓળખવા માગતા નથી. પણ તટસ્થ થઈને સાંભળો તો ખબર પડે."

"પણ શું બોલ્યા એ તો કહે?" ધૃતરાષ્ટ્રે ધીરજ ખોઇને પૂછ્યું.

"પુત્રને ખોળામાં લઈને તેમણે કહ્યું: "મેં આજ સુધીમાં મશ્કરીમાં સુદ્ધાં અસત્ય ભાષણ કર્યું નથી અને યુદ્ધમાંથી પાછો ફર્યો નથી; તે મારા પુણ્યથી આ બાળક જીવતો થાઓ. મારી સદૈવ ધર્મપ્રિયતા અને ધર્મના અધિષ્ઠાતા બ્રાહ્મણો પ્રત્યેના પૂજ્યભાવને લઈને અભિમન્યુનો પુત્ર જીવંત થાઓ. મેં વિજયમાં સુદ્ધાં બીજાનો વિરોધ કર્યો નથી તેને લઈને આ બાળકના પ્રાણ પાછા આવો. કંસ અને કેશીનો મેં ધર્મથી નાશ કર્યો હોય તો તે બાબતથી આ બાળક ફરીથી સચેતન થાઓ.' શ્રીકૃષ્ણ આટલું પૂરું બોલી ન રહ્યા ત્યાં તો પુત્રના કલેવરમાં ચેતન આવ્યું અને તે રડવા લાગ્યો."

"તો તો શ્રીકૃષ્ણે ભારે જાદુ કર્યું, હો!" ધૃતરાષ્ટ્રે ઉદ્ગાર કાઢ્યો.

"મોટાભાઈ! આને આપ જાદુ કહેશો? શ્રીકૃષ્ણે આ વચનોથી આખા જગતની અદાલતમાં પોતાની સાધુતા સિદ્ધ કરી છે, અને ઈશ્વરે પુત્રને જીવતો કરીને એ સાધુતા પર સજ્જડ છાપ મારી છે." વિદુરે ચલાવ્યું: "તેમણે મંતરજંતરથી પુત્રને જીવતો કરવાનો પ્રયત્ન કર્યો હોત તો હું વિચાર કરત ખરો. આમાં તો સત્યની નિર્વૈરની, નીડરતાની અને ભૂતદયાની જીવનભર ઉપાસના કરનાર એક સમર્થ પ્રતિભાશાળી પુરુષની પ્રતિજ્ઞા છે, અને ઈશ્વરે એ પ્રતિજ્ઞાને સ્વીકારીને શ્રીકૃષ્ણને યુગપુરુષ તરીકે સ્વીકાર્યા છે."

"વિદુર! સાચું કહું ?" ધૃતરાષ્ટ્ર બોલ્યા. "એ પુત્ર મરેલો અવતર્યો નહિ હોય, પણ બ્રહ્મરંધ્રમાં તેના પ્રાણ રહી ગયા હશે, એટલે સૌને મરેલા જેવો લાગ્યો હશે. કૃષ્ણે તેને ખોળામાં સુવારીને માથામાં કાંઈક કર્યું હશે એટલે પુત્ર જીવતો થયો. એમાં આવી મોટી ડંફાશ ન કરી હોત તો પણ ચાલત. પણ ડંફાશ ન કરે તો તમારા જેવા તેના પગમાં આળોટે શી રીતે ?"

"મોટાભાઈ!" વિદુર કંટાળીને બોલતો હોય એમ કહેવા લાગ્યો. "હું આપનાથી હાર્યો. જે જે વાતોને હું શ્રીકૃષ્ણના જીવનના રહસ્ય જેવી ગણું છું તેને તેને તમે એની ઠગાઈના ચિહ્ન તરીકે માનો છો."

"અને છે પણ એમ જ." ધૃતરાષ્ટ્ર બોલ્યા. "તું જ્યારે ખાસ કરીને એની વાત કરવા આવ્યો ત્યારે મારી સમજણ મારે તને સ્પષ્ટ કહેવી જોઈએ. પણ આ વાત કોઈને કહીશ નહિ. હજી મારે યુધિષ્ઠિરની સાથે દિવસો વિતાડવાના છે. બાકી, કૃષ્ણ છે જબ્બર, એમાં ના નહિ. એની રાતે કોઈ નો જન્મ નથી!"

"મોટાભાઈ!" વિદુરે કહ્યું. "હવે હું રજા લઉં."

"જોજે હો, માઠું ન લગાડતો." ધૃતરાષ્ટ્ર બોલ્યા. "એ જબ્બર માણસ છે એમ તો મનેય લાગે છે. ખરું બોલું તો હું તો એને સમજી જ શકતો નથી. એનું આખું જીવન એટલું અટપટું છે. પણ તારી વાત તો ગળે ઊતરતી જ નથી. યુગપુરુષ હોય તો આવા ધંધા હોય ? ન

મળે દયા, ન મળે સત્ય, ન મળે શાસ્ત્રો તરફ પૂજ્યભાવ, ન મળે કોઈની શરમ, ન મળે દિવ્યશક્તિ. જ્યાં જુઓ ત્યાં કાળું કર્મ હોય જ હોય ! એવાને યુગપુરુષ કોણ કહે ?"

"મોટાભાઈ ! હું જાઉં છું." વિદુરે કહ્યું.

"ભલે, બાપુ ! જા." ધૃતરાષ્ટ્રે વિદાય આપતાં જણાવ્યું. "માઠું ન લગાડતો હો ! આ તો આપણા બેની ખાનગી વાત. હવે તો મારે એક તું જ વાત કરવાનો રહ્યો એટલે મનમાં લાગે તે કહું છું. તમને બધાને એણે ભોળવી લીધા છે એનું જ મને દુઃખ છે."

વિદુર મોટાભાઈની રજા લઈને ચાલતો થયો, અને ધૃતરાષ્ટ્ર ફરીથી લાંબા થઈને પડ્યા.



# યાદવાસ્થળી

મહારાજ યુધિષ્ઠિરનો અશ્વમેધ યજ્ઞ પૂરો થયો અને શ્રીકૃષ્ણ દ્વારકા પાછા ફર્યા. આજ સુધી જે રાજમદને ઉતારવા માટે શ્રીકૃષ્ણે પોતાનું જીવન ખર્ચ્યું હતું અને જે રાજમદને ભારતવર્ષમાંથી નાબૂદ કરવા માટે કુરુક્ષેત્રમાં મહાયુદ્ધ મંડાયું હતું, તે રાજમદ આજે ખુદ યાદવોની અંદર આવી ભરાયો. જુગાર અને દારૂ યાદવોમાં ફાટી નીકળ્યાં. મહારાજ વસુદેવે દારૂનો નિષેધ કર્યો પણ એ નિષેધને યાદવો ઓળંગી ગયા. જુવાન યાદવો ધર્મ અને સમાજનાં અનેક બંધનોને તોડવા લાગ્યા; તપશ્ચર્યા કે સંયમ એ એમને મન વેદિયાઓનું ટાયલું હતું.

એક વાર કેટલાક યાદવ કુમારો ગમ્મતે ચડ્યા. દ્વારકાને પાદર કોઈ એક તપસ્વી આવ્યા. કુમારો આ તપસ્વીની પાસે આવ્યા અને તપસ્વીની અણછાજતી મશ્કરી કરવા લાગ્યા. તપસ્વીએ બધું સહી લીધું.

થોડી વાર પછી કુમારોએ શ્રીકૃષ્ણના પુત્ર સાંબને

સ્ત્રીનો વેષ પહેરાવ્યો અને મોટું એવું પેટ બનાવીને તેને તપસ્વી પાસે લાવ્યા.

"મહારાજ!" એક જુવાન બોલ્યો. "આ સ્ત્રી આપના આશીર્વાદ લેવા આવી છે."

"મહારાજ!" બીજો જુવાન બોલ્યો. "આ સગર્ભા સ્ત્રીને આશીર્વાદ આપો."

ત્રીજે કહ્યું: "જો તમે સાચા યોગી હો તો આ સ્ત્રીને શું અવતરશે તે કહો."

સાંબ તો બરાબર વેષ સજીને ઊભો હતો. તપસ્વીએ સહેજ ઊંચું જોયું, સાંબને નખથી શિખા સુધી નિહાળ્યો અને પાછી નજરને ભોંય તરફ વાળી જમીન ખોતરવા લાગ્યા.

તરત જ એક જુવાન બોલ્યો: "મહારાજ! કુંડળીમાં શું આવે છે?"

મહારાજ રહી ન શક્યા: "કુંડળીમાં તમારૂં સૌનું મોત આવે છે!"

જુવાને ધૃષ્ટતાથી પૂછ્યું: "મોત તો તમારૂં કે અમારૂં, એ પછી વાત; પણ આ સ્ત્રીને શું અવતરશે એ બોલોને? કાંઈ જોશ જોતાં આવડે છે કે અમસ્તો જ કપડાંને ગેરૂ ચોપડ્યો છે?"

તપસ્વી સહેજ ક્રોધથી બોલ્યા: "સાચે જ જોશ જોવો છે? તો સાંભળો. 'આ સ્ત્રીને જે અવતરશે તેનાથી તમારો સૌનો વિનાશ થશે. ગર્ભમાં પરિપાક તો ક્યારનોયે

થઈ ચૂક્યો છે. જાઓ, તમારા બધા વૃદ્ધોને જણાવજો કે તૈયાર રહે."

ઋષિના શબ્દો સાંભળીને સાંબ તો હબકી જ ગયો. પેલા જુવાનો ખડખડ હસી પડ્યા અને કહેવા લાગ્યા: "મહારાજ! આ સ્ત્રી નથી, આ તો સાંબ છે. આવા જ ગપ્પા હાંકો છો કે?"

તપસ્વીએ કશો જ જવાબ ન વાળ્યો; અને સાંબ વગેરે યાદવો ઘર તરફ વળ્યા.

* * *

એક વાર ગ્રહણ નિમિત્તે યાદવો સમુદ્રસ્નાન માટે પ્રભાસ ગયા. દ્વારકામાંથી તો રાજા વસુદેવે જાહેર રીતે દારૂની બંધી કરી હતી, પણ પ્રભાસમાં એ બંધી પર યાદવોએ પગ મૂક્યો.

"અલ્યા એ!" એક યાદવ બોલ્યો. "દારૂ પીવાની બંધી કરી છે તે ભૂલી ગયો?"

"એ તો દ્વારકામાં બંધી; પ્રભાસમાં પીવાય." બીજાએ જવાબ વાળ્યો.

"આવા ઉત્સવના દિવસે દારૂ ન પીવો તો પછી ક્યારે પીવો?" ત્રીજો જણ બોલ્યો.

"સાચી વાત તો એ કે આવા સરસ પીણાની બંધી કરવાનો વસુદેવને અધિકાર નથી." એકે કહ્યું.

"ભાઈઓ!" વચ્ચે એક બોલ્યો. "તમને આવી આડી અવળી વાતો કેમ સૂઝે છે? ચડાવ્યે રાખોને ભલા.

માણસ ! આવી ચર્ચાઓ તો નાના છોકરા કરે ! ”

“ પણ ભાઈ ! ” વળી એકે કહ્યું. “ આપણે આ શ્રીકૃષ્ણ અને બળરામના દેખતાં પીએ તે ઠીક નહિ. ચાલો જરા દૂર જઇને પીએ. ”

“ હટ્ હટ્ ! ” તરત જ એક જણ બોલી ઊઠ્યો. “ એવોતેવો ઢોંગ અમને આવડતો નથી. પીવો પીવો ને વળી ચોરીથી પીવો ? એવો ઢોંગ તમને સોંપ્યો. અંદર કાંઈક અને બહાર કાંઈક એવું બધું તમને આવડે. અમે તો સીધા લોકો. ”

“ પણ, ” પેલાએ જવાબ વાળ્યો. “ બધું શોભતું થાય. ખાનગીમાં ન ચાલતાં પીતા હોઈશું, પણ આમ સૌના દેખતાં ગટગટાવતાં શરમ ન આવે ? એમાં તે કયું પુણ્યકામ કરીએ છીએ કે અંદર બીજા અને બહાર બીજા એવો ઢોંગ આવે છે ? આટલીયે મર્યાદા છોડશો તો પછી હાથથી ગયા સમજો. હજીયે માનો ! ”

“ જા, જા ! ” જવાબ મળ્યો. “ બંદા તો પીવાના, પીવાના ને પીવાના ! બળરામ અને શ્રીકૃષ્ણના દેખતાં પીવાના. તેમને ખબર પડશે તો મહારાજ વસુદેવને કહીને બંધી રદ કરાવશે. ”

“ પણ અલ્યા ! ” એક જણ ધીમેથી બોલ્યો. “ બળરામ પોતે જ શું કરે છે ? આ થોડાક એમને જ ધરો એટલે પત્યું. બીજી લાંબી પંચાત જવા દોને ? ”

“ પછી થોડાક શ્રીકૃષ્ણને પણ. ” બીજો બોલ્યો.

"એ કદી પીતા નથી." એકે કહ્યું.

"પીતા નથી એ તો સૌ જાણે છે. પણ ધરવામાં શું થયું? પીએ તો વા ભલા, ને ન પીએ તો આપણે કયાં નથી?" કોઈએ સમર્થન કર્યું.

* * *

સાત્યકિ અને કૃતવર્મા બંને યાદવો. કુરુક્ષેત્રના યુદ્ધ-પ્રસંગે સાત્યકિ પાંડવો તરફથી લડ્યો હતો અને કૃતવર્મા કૌરવો તરફથી લડ્યો હતો. અશ્વત્થામાએ કાળરાત્રિએ પાંચાલોને પથારીમાં ઠાર કર્યા ત્યારે કૃતવર્મા તેની સાથે સામેલ હતો.

એક વાર પ્રભાસમાં યાદવવીરો કુરુક્ષેત્રનાં કડવાં મીઠાં સ્મરણો કરતા હતા. સાંબ, ચારુદેષ્ણ, પ્રદ્યુમ્ન વગેરે શ્રીકૃષ્ણના પુત્રો પણ હાજર હતા. સાત્યકિએ ઉપાડયું. "કૃતવર્મા! બીજું તો બધું ઠીક, પણ તારા જેવા માણસે રાત્રે પાંચાલોની કતલમાં ભાગ લીધો એ મારાથી સહન નથી થતું."

કૃતવર્મા તપી ઊઠ્યો: "એમાં કયું એવડું મોટું પાપ કરી નાખ્યું છે? કહીએ છીએ કે ભાઈ, થઈ ગયું તે થઈ ગયું!"

"તો પણ તારે તેનું પ્રાયશ્ચિત્ત લેવું જોઈએ." સાત્યકિ બોલ્યો.

"પ્રાયશ્ચિત્ત તો તારે લેવું પડશે, ભૂરિશ્રવાને માર્યો એટલા માટે." કૃતવર્મા બોલ્યો.

" કૃતવર્મા, કૃતવર્મા ! " સાત્યકિ છંછેડાયો. " તું તારી મર્યાદામાં રહેજે. તારા જેવું અઘોર કર્મ કોઈ યાદવે આજ લગી કર્યું નથી, અને છતાં મને કહેવા આવે છે? તને મારી પ્રતિષ્ઠાની અદેખાઈ આવે છે ? "

" અદેખાઈ આવવા જેવું છે શું ? " કૃતવર્મા વળી ભભડી ઊઠ્યો. " તને અભિમાન આવી ગયું છે એટલે આવું ફાટ્યું ફાટ્યું બોલે છે. શ્રીકૃષ્ણે તને બહુ ચડાવ્યો લાગે છે. "

સાંબે શાંતિથી કહ્યું: " બંને જણા હવે ધીરા પડો. વાતમાં કાંઈ માલ નથી ત્યાં તકરાર શા માટે કરો છો ? "

" કૃતવર્મા ! " સાત્યકિ ઘુરક્યો. " મારું પરાક્રમ અને મારી પ્રતિષ્ઠા સહન ન થતાં હોય તો મેદાનમાં આવી જાને ? "

પ્રદ્યુમ્ને વચ્ચે પડીને કહ્યું: " પણ તમે બંને જણા નાહક લડો છો. "

" આ સાત્યકિને લડવું છે એટલે આજે કાંઈ ને કાંઈ બહાનું શોધ્યા કરે છે. " કૃતવર્મા બોલ્યો.

" બાપુ ! મારે તો લડવું નથી. " સાત્યકિ બોલ્યો. " પણ તું આખા યાદવકુળને કલંક લગાડી રહ્યો છે, માટે બોલું છું. "

ચારુદેષ્ણ હતો ત્યાંથી ઊઠીને સાત્યકિની પાસે આવ્યો અને બોલ્યો: " હવે જવા દે ને એ વાત ! "

" જવા કેમ દે ? સાત્યકિને પોતાનું પરાક્રમ બતા-

વધુ હોય તે ? " કૃતવર્માએ મર્મ કર્યો. " સાત્યકિ ! આ કુરુક્ષેત્ર હોત તો તો અત્યારે જ દેખાડી દેત. "

સાત્યકિ એકદમ ઊભો થયો; તેનો હાથ તલવાર પર પડ્યો અને તે કૃતવર્માની સામે દોડ્યો. કૃતવર્મા તો સળગી જ રહ્યો હતો. જોતજોતામાં ચડભડાટ વધી પડ્યો અને સૂકા ઘાસના ઢગલામાં અંગારો પડે અને આગ ભભૂકી ઊઠે તેમ તમામ યાદવો ભભૂકી ઊઠ્યા. અંદર અંદર લડાઈ શરૂ થઈ ગઈ; યાદવો બધા એક યા બીજા પક્ષ તરફ સામેલ થયા; મારામારી અને કાપાકાપી ચાલી. શરૂઆતમાં યાદવો હાથમાં મુશળ લઈને લડવા લાગ્યા, અને પાછળથી તો હાથમાં જે કાંઈ આવ્યું તે શસ્ત્ર બની ગયું; પ્રભાસને કાંઠે પડેલી પાનનો યાદવોએ શસ્ત્ર તરીકે છૂટથી ઉપયોગ કર્યો. યાદવોના આ કલહની શ્રીકૃષ્ણને ખબર પડી. કેટલાક યાદવો તો તેમને પણ મારવા દોડ્યા. તેમના પુત્રોએ તો રીતસર આ લડાઈમાં ભાગ જ લીધો અને મૃત્યુ પામ્યા.

આ મહાકલહને પરિણામે સર્વ યાદવો મૃત્યુ પામ્યા; માત્ર શ્રીકૃષ્ણ અને બળરામ બાકી રહ્યા. સાગરને કાંઠે ઊભા ઊભા શ્રીકૃષ્ણે આ યાદવાસ્થળી જોઈ લીધી—મહાસાગરમાં તરતા જહાજને કોઈ એકાએક ડૂબતું જોઈ રહે તેમ : પર્વતની ટોચ પર ઊભેલો આદમી નીચેના કોઈ જંગલમાં દાવાનળ લાગે અને જોઈ રહે તેમ. સાગરને કાંઠે સૂતેલા તમામ યાદવોનાં શબો પર

એક દષ્ટિ નાખી શ્રીકૃષ્ણ દ્વારકા આવ્યા, અને પરબાર્યા વસુદેવના મહેલમાં ગયા. દેવકી માતા ત્યાં હાજર હતાં. બંનેના ચરણોમાં શ્રીકૃષ્ણે પોતાનું માથું નમાવ્યું, બંનેને મહાસંહારના સમાચાર કહ્યા અને રજા માગી.

યાદવોના સમાચાર સાંભળી વસુદેવને ભારે ખેદ થયો અને દેવકી માતા તો મૂઢ જેવાં બની ગયાં.

"માતાજી !" શ્રીકૃષ્ણે કહ્યું. "મને રજા આપો: હવે મારો સમય પણ આવી ચૂક્યો છે. બળરામને મારી રાહ જોવાનું કહેતો આવ્યો છું."

દેવકીની આંખમાં આંસુ ચાલ્યાં: "બેટા ! અમને આમ જ છોડી જઈશ ?"

"માતાજી !" શ્રીકૃષ્ણ બોલ્યા. "જીવન જ એવું છે."

"પણ કૃષ્ણ !" વસુદેવે જણાવ્યું. "યાદવોને આ શું સૂઝયું ?"

શ્રીકૃષ્ણે શાંતિથી જવાબ વાળ્યો: "પિતાજી ! એ કાળનું બળ છે. નહિતર સાત્યકિ અને કૃતવર્મા બંને ડાહ્યા, બંને શક્તિવાળા: યાદવો જેમના માટે અભિમાન લે તેવા બંને. એ બંને જ લડી પડ્યા અને આખા કુળનો સંહાર થઈ ગયો !"

"તમે કે બળરામે તેમને વાર્યા પણ નહિ ?" દેવકી બોલ્યાં.

"માતાજી !" શ્રીકૃષ્ણે કહ્યું. "કાળ કોઈને તલવારથી મારતો નથી પણ માણસની બુદ્ધિમાં જ ફેરફાર

કરી નાખે છે. એવે વખતે તો સમજુ લોકોની સમજણ પણ સંતાઈ જાય છે. દુનિયામાં કયે વખતે કયાં બળો કામ કરી રહ્યાં હોય છે તે જાણવું બહુ કઠણ છે. પિતાજી! જીવનભર મદોન્મત્ત રાજામહારાજાઓનો વિનાશ કર્યો તો પણ એ મદ આજે યાદવોમાં દાખલ થયો એટલે મારા હાથ હેઠા પડે છે! કૌરવોની લીલીછમ વાડી કુરુક્ષેત્રમાં છિન્નભિન્ન થઈ ગઈ, તેમ આજે આપણી યાદવોની લીલીવાડી વેરાન થઈ તેને જોઈને જ હું આવું છું. પિતાજી! હવે તો સમજણપૂર્વક પ્રભુને ખોળે માથું મૂકવું અને તેની જ ઈચ્છાને આધીન થઈ રહેવું એ જ એક માર્ગ છે. યાદવોના આ ઉજ્જડ વેરાનનો હું સાક્ષી થયો તેમાં પણ કોઈ ઈશ્વરી સંકેત હશે એમ મને દેખાય છે. આપ મને રજા આપો."

"પણ," દેવી બોલ્યાં. "આ બધી સ્ત્રીઓ અને છોકરાંનું શું?"

"માતાજી!" શ્રીકૃષ્ણ બોલ્યા. "હું દારુકને અર્જુન પાસે હસ્તિનાપુર મોકલું છું. અર્જુન આવીને આ સ્ત્રીઓ તથા બાળકોને લઈ જશે."

"અને આ દ્વારકા?" વસુદેવે પૂછ્યું.

"દ્વારકા પર તો કાળ ફરી જ વળ્યો સમજો." શ્રીકૃષ્ણ બોલ્યા. "દ્વારકા જેવાં તો કેટલાંયે પાટનગરો સાગરના ખોળામાં સમાઈ ગયાં છે. જગતના કોઈ ગૂઢ સંકેતને અનુસરીને કાળ મહાસાગરનાં મોજાં કોઈ કોઈ

વાર આખા માનવસાગરને ગળી જાય છે, થોડાં વર્ષો પર એ મોજાં કુરુક્ષેત્રના મેદાન પર ફરી વળ્યાં હતાં; આજે એ મોજાં દ્વારકા પર ફરી વળ્યાં સમજો. પિતાજી! માતાજી! કૃષ્ણના આ અંતિમ પ્રણામ. હવે મારાથી વિલંબ ન કરાય. ”

એટલું બોલી ફરીથી એક વાર માતપિતાના ચરણોમાં માથું મૂકયું, અને બંનેને રડતાં છોડી શ્રીકૃષ્ણ ચાલી નીકળ્યા. દ્વારકાથી થોડે દૂર એક ઝાડ નીચે પગ અઢેલીને ઊભા રહ્યા, અને જરા નામના કોઈ પારધીએ તેમને બાણ માર્યું એટલે મૃત્યુ પામ્યા.

હજી આજે પણ શ્રીકૃષ્ણની સમાધિવાળું આ વૃક્ષ ‘ મોક્ષપીપળા ’ને નામે ઓળખાય છે.

* * *

શ્રીકૃષ્ણનો જન્મ કંસના કારાવાસમાં થયો; બાલ્યાવસ્થામાં પોતાની નિર્દોષ રમતોથી અને મધુરી વાંસળીથી તેમણે ગોપીઓને ગાંડી કરી મૂકી; ભરજુવાનીમાં પૃથ્વીને પીડી રહેલા કંસ અને કેશી જેવા કેટલાયને મારી નાખ્યા; મથુરા છોડયું ત્યાર પછી દ્વારકા અને ખાંડવપ્રસ્થ જેવાં કેટલાંયે સ્થળોએ તેમણે નવી વસાહતો જમાવી; રુકમી, જરાસંધ અને શિશુપાળ જેવા કેટલાય જુલમીઓના જુલમમાંથી રાજપ્રજાને તેમણે છોડાવ્યાં; સહેજ મોટી ઉંમરે ઘોર આંગિરસ નામના ગુરુ પાસે રહીને શ્રીકૃષ્ણે યોગ અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો; જતે દિવસે અર્જુ-

નના રથની લગામ હાથમાં લઈને પાંડવોને સંકટની પાર ઉતાર્યા; છેલ્લે સુદામા જેવા બાલમિત્રની દરિદ્રતાને પણ ફેડી; અને અંતે, કોઈ ન સમજી શકે તેવા સંકેતને અનુસરીને, કુશળ બાજીગર પોતાની બાજી સંકેલી લે તેમ પ્રસારેલી બાજીને સંકેલીને આ દુનિયા છોડી ચાલતા થયા.

આજે પાંચ હજાર વર્ષોને વીંધીને પણ શ્રીકૃષ્ણનું જીવન આપણને પ્રેરણા આપે છે, અને આપણી સન્મુખ ઈશ્વરાવતારની અનેકાનેક કલ્પનાઓ ખડી કરે છે.



# કિશોર અને બાલસાહિત્ય

## શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિરનું



## સૂચિપત્ર

૧૯૯૨ કાર્તિક : નવેમ્બર ૧૯૩૫

ભાવનગર

## પ્રવાસો અને સાહસકથાઓ

| | | |
|---|---|---|
| કૈલાસ માનસ સરોવર દર્શન | ( ગિજુભાઈ ) | ૦-૧૦-૦ |
| ચાર પ્રવાસો | ( રામભાઈ પાઠક ) | ૦-૧૦-૦ |
| સાગરસમ્રાટ | ( મૂળશંકર ભટ્ટ ) | ૦-૧૦-૦ |
| સાહસિકોની સૃષ્ટિ | ( ,, ) | ૧-૪-૦ |
| પાતાળપ્રવેશ | ( ,, ) | ૦-૧૦-૦ |
| રખડુ ટોળી ખંડ ૧-૨ | ( ગિજુભાઈ ) | ૧-૦-૦ |
| ખજાનાની શોધમાં | ( મૂળશંકર ભટ્ટ ) | તૈયાર થાય છે. |
| ધૂમકેતુની સફરે | ( ,, ) | ,, |
| ચંદ્રલોકમાં | ( ,, ) | ,, |

## ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને ભૂગોળ

| | | |
|---|---|---|
| આપણા દેશનો ઇતિહાસ | ( નાનાભાઈ ) | ૦-૬-૦ |
| આપણા આર્થિક પ્રશ્નો | ( ભાસ્કરરાવ ) | ૦-૫-૦ |
| આર્થિક ભૂગોળ (૪૫ નકશા) | ( ,, ) | ૧-૪-૦ |

## ચિત્રકલા

રંગરેખા ૧૦×૧૨ ઇંચની સાઇઝનું પંદર ત્રિરંગી ચિત્રોનું આલ્બમ
( ચિત્રકાર : સોમાલાલ શાહ ) ૨-૮-૦

## નાટકો: કાવ્યો

| | | |
|---|---|---|
| વડલો ( સચિત્ર નાટક ) | ( કૃષ્ણલાલ શ્રીધરાણી ) | ૦-૧૦-૦ |
| ભવનો ભેદ ( એકાંકી નાટક ) | ( હરભાઈ ) | ૦-૧-૬ |
| નીલપંખી ( સચિત્ર નાટક ) | દિલીપ કોઠારી | ૦-૧૪-૦ |
| બાળકોનો બેલી કોણ ? ( નાટક ) | ( ગૌરીશંકર ચતુર્વેદી ) | ૦-૫-૦ |
| બાળકોનો બાંધવ ,, | ( ,, ) | ૦-૫-૦ |
| કોડિયાં ( કાવ્યસંગ્રહ: સચિત્ર ) | ( કૃષ્ણલાલ શ્રીધરાણી ) | ૧-૪-૦ |

કિશોર અને બાલસાહિત્ય......................................૩

## જીવનચરિતો

| | | |
|---|---|---|
| ભગવાન બુદ્ધ | ( ગિજુભાઈ ) | ૦–૩–૦ |
| અશો જરથુસ્ત્ર | ( પ્રો. તારાપોરવાળા ) | ૦–૩–૦ |
| હઝરત મોહમ્મદ પયગમ્બર (સ) | ( નાનાભાઈ ) | ૦–૩–૦ |

## ધર્મશિક્ષણ

| | | |
|---|---|---|
| હિંદુધર્મનીઆખ્યાયિકાઓ૧–૨ | ( નાનાભાઈ ) | ૧–૦–૦ |
| શરશય્યા પરથી | ( નાનાભાઈ ) | ૦–૬–૦ |
| ધર્માત્માઓનાં ચરિતો | ( ગિજુભાઈ ) | ૦–૮–૦ |
| બાલ રામાયણ | ( લીલાવતીબેન ) | ૦-૧૦-૦ |
| જાતક કથાઓ | ( હરભાઈ ) | ૦–૮–૦ |
| શાંત પળોમાં | ( ગિજુભાઈ ) | ૦–૬–૦ |
| પ્રાસંગિક મનન | ( ગિજુભાઈ ) | ૦–૮–૦ |

## મહાભારતનાં પાત્રો લેખક : શ્રી. નાનાભાઈ

| | | | |
|---|---|---|---|
| ૧ સૂતપુત્ર કર્ણ | ૦–૩–૦ | ૭ કુંતી–ગાંધારી | ૦–૫–૦ |
| ૨ પાંચાલી | ૦–૪–૦ | ૮ દ્રોણ-અશ્વત્થામા | ૦–૫–૦ |
| ૩ દુર્યોધન | ૦–૩–૦ | ૯ ભીષ્મ | ૦–૪–૦ |
| ૪ ભીમસેન | ૦–૪–૦ | ૧૦ ધૃતરાષ્ટ્ર | ૦–૨–૬ |
| ૫ અર્જુન | ૦–૭–૦ | ૧૧ શ્રીકૃષ્ણ | ૦–૬–૦ |
| ૬ યુધિષ્ઠિર | ૦–૪–૬ | ૧૨ મહાભારત કથા | ૧–૦–૦ |

## રામાયણનાં પાત્રો લેખક : શ્રી. નાનાભાઈ

| | | |
|---|---|---|
| ૧ સીતા | ૦–૪–૦ | ૪ ભરત–લક્ષ્મણ |
| ૨ રાવણ | ૦–૭–૦ | ૫ કૈકયી–મંદોદરી |
| ૩ હનુમાન–વિભીષણ | | ૬ રામચંદ્ર |

આ ચાલુ માળા માટે ૨–૮–૦ અનામત મૂકવાના છે.

ગ્રાહકોની વિગતો માટે પુછાવો.

દીપકરત્નની છાપખાનું, ભાવનગર. તા. ૨૫-૧૧-૩૫ ૨૦૦